# મોતાળા બ્રાહ્મણ કથા.

તાપી પુરાણ, દંત કથા તથા કલ્પિત અનુમાનને આધારે
રચી છપાવી પ્રકટ કરી.

રચનાર તથા પ્રકટ કરનાર

રાવ સાહેબ મયારામ શંભુનાથ

પેન્શનર ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર
ઊત્તર ભાગ.

સુરત:

"સોદાગર" પ્રેસ, બક્ષી દરિયા મ્હેલમાં છાપી.

સંવત ૧૯૪૭. સને ૧૮૯૧.

કીમત રૂ ૧) એક. પોસ્ટેજ આનો દોઢ જુદું.

# મોતાળા બ્રાહ્મણ કથા.

તાપી પુરાણ, દંત કથા તથા કલ્પિત અનુમાનને આધારે
રચી છપાવી પ્રકટ કરી.


રચનાર તથા પ્રકટ કરનાર

**રાવ સાહેબ મયારામ શંભુનાથ**

પેન્શનર ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર


ઉત્તર ભાગ.


સુરતઃ

“સોદાગર” પ્રેસ, બક્ષી દરિયા મ્હેલમાં છાપી.

સંવત ૧૯૪૭. સને ૧૮૯૧.

**કીમત રૂ ૧) એક. પોષ્ટેજ આનો દોઢ જુદું.**

# MOTALA BRAHMIN KATHA.

OR

*The History of the Motala Brahmin Sub-division, compiled from the Extracts from the Tapi Pooran, Traditions and Inferences drawn from Pooranic Authorities*

BY

**RAO SAHEB MAYARAM SHAMBHUNATH.**

PENSIONER DEPUTY EDUCATIONAL INSPECTOR, N. D.

**SURAT.**

*Sodagar Press Buxee's Daria Mehel.*

*V. S. 1947.* *A. D. 1891.*

*Price Re. 1 and Postage.*

# જાહેરખબર

આ પુસ્તકના અગાઉથી ઘરાક થનારાઓ પાસેથી મત એક રૂ ાા.
(પાછળથી થનારા પાસેથી મત એક રૂ. ૧)
પોષ્ટેજ આનો દોઢ જૂદું.

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

**ઓલપાડ,** ઓરપાડ, તથા સુરતમાં ગ્રંથ કર્ત્તા પાસેથી. તેને ઘેર વાડીફળીએ. સુરત.

**સુરત**—હાઈ સ્કુલના હેડમાસ્તર પાસેથી

**ભરૂચ**—હાઈ સ્કુલના આસિસ્ટંટ માસ્તર પાસેથી.

**નડીઆદ**—રા૦ સા૦ મણીલાલ નભુલાલ દ્વિવેદી પાસેથી.

**અમદાવાદ**—ગુજરાત વર્નાક્યુલર સોસૈટી તથા ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તથા તેમના આસિસ્ટંટો પાસેથી તથા બંને ટ્રેનિંગ કાલેજોના પ્રિન્સીપાલો પાસેથી.

**રાજકોટ**—હાઈ સ્કુલમાંથી.

**વડોદરા**—ડરેક્ટર આફ વર્નાક્યુલર ઇન્સ્ટ્રકશન.

**મુંબઈ**—માણેકલાલ ધીરજરામ. કેશવજી શાલવાળાની વાડી. કાલબાદેવી રસ્તો.

# પ્રસ્તાવના.

આ કથા લખવાનું તથા છપાવવાનું મારાં મનમાં ઘણા લાંબા સમયથી ઘોળાયાં કરતું હતું, પણ પુસ્તક રચવા જોગ સામગ્રી તથા સાધન અને ભરોસા પડતી વિગત ન મળ્યાથી, એ કામ કરવાનું મારૂં મન ઉઠી જતું. પછી તાપી પુરાણની ૧ પ્રત ભટ રામચંદ્ર કેશવરામ વામડોત પાસેથી તથા ૧ પ્રત મારી પાસે હતી તથા મોતાના બ્રાહ્મણનો ભાગ ભટ ભવાનીશંકર મહેશ્વર પાસેથી મળવાથી, તે મેળવી ભટ જીવણરામ મંછારામ પાસે જોવરાવી સંશોધન કર્યું તથા અર્થ કરાવ્યા, તેથી તથા કડોદમાં વ્યાસ કૃષ્ણારામ મહાદેવ પાસે પદ્મમાં મેં તાપી પુરાણ જોયાથી, તેમાં વ્યાઘ્રેશ્વર મુક્તેશ્વર પ્રભાવ નામનો અધ્યાય, મોતાના બ્રાહ્મણોની કથાના ભાગ સાથે મળતો આવ્યાથી, પુસ્તક રચવાની હિંમત આવી. મારા મનમાં કડોદવાળો છંદ બંધ ભાગ પાછળ ટાંકવાની મરજી હતી, પણ ઘણુક લખાણ તથા ઘણો પ્રયાસ કર્યા છતાં તે મળ્યો નહીં, તેથી તે ટાંકવા વગરજ છપાવવાનો નિશ્ચે કર્યો.

પુસ્તક રચ્યાં પછી તેનો ખરડો મોતાના ભટ જીવણરામને તથા ઊપાધ્યાય નરભેરામ રામશંકરને બતાવ્યો, તેમાં તેમણે સુધારો, વધારે તથા કેટલીક વાત કાઢી નાખવા સૂચના કરી, તે પ્રમાણે કર્યું. ગયા જેઠ મહીનામાં કરાઢાની ચાર કન્યાનાં મોતામાં લગન થયાં, તે સમયે કેટલાએક સુજ્ઞ તથા વિદ્વાન સજ્જનોનો મને બહુ આગ્રહ થયો કે તમોએ મોતાળાની કથાનું પુસ્તક લખ્યું છે, તે છપાવો. તેથી, પ્રથમ લખેલાં પુસ્તકમાં કેટલોક ફેરફાર કરી ઓરપાડવાળા મેહેતા સદાશીવ હરલાલને તે વાંચવા આપ્યું, તેણે પણ કાંઈક જુજ સૂચના કરી અને એ પુસ્તકની કથા બાબત દેશાઇ કાશીપ્રશાદ સદાશીવ વકીલ તથા વાલીઆ દુલ્લભરામ નાનાભાઇને તેમાં સમાયલી વાતની હકીકત કહી તેમણે પણ કેટલીક યોગ્ય સૂચના કરી તે પ્રમાણે ફેરફાર કર્યો. છેલ્લે સરલના શાસ્ત્રી પ્રાણજીવન ઇચ્છારામ, જે પેન્સનર મેહેતાજી છે, તેમને તે પુસ્તક જાગીરદાર હરપ્રશાદ વેણીશાપ્રદને બતાવી તે વાંચી સૂચના

કરવા સોંપ્યાથી, તેમણે કેટલીક સૂચના કરી. તે પ્રમાણે મેં તેમાં ફેર-ફાર તથા વધઘટ કરી. એ વિષે સરસના પુરાણી ઊમીઆશંકર શુકલની પણ સૂચના ધ્યાનમાં લીધી.

એ રીતે મોતાળા બ્રાહ્મણના મોતા, ઓરપાડ અને સરસ ત્રણે ચોરાના પટેલ, કારભારી તથા વિદ્વજ્જનની સૂચના સ્વિકારી તે દાખલ કરી પુસ્તક રચ્યું છે.

મારા મનમાં ફક્ત ઐતિહાસિક ભાગજ તથા તેમાં રૂઢી તથા સ્થિતિ સુધારવાના ઉપાય તથા પુરાણોક્ત ઊત્પત્તિ અને ક્રિયાભાગ તથા ધારાજ લખી એ પુસ્તક સમાપ્ત કરવાનું હતું. પણ ત્રણે ગામમાં વસ્તીનો ક્ષય થતો જાય છે, તે જોઈ વસ્તીની યાદી પણ લખવી એ ઘટિત લાગ્યું, કે તેથી ક્ષય વૃદ્ધિનો સુમાર ભવિષ્યમાં નીકળી શકે, એમ ધારી, ત્રણે ગામનાં નામાંની યાદી પણ પૂરવણીમાં વધારી છે, તેથી પુસ્તક ધાર્યા કરતાં સવાગણું બલકે દોઢું થવા ગયું છે, પણ કીમતમાં જાહેરખબરમાં દર્શાવ્યા કરતાં વધારો કરવો યોગ્ય ન જણાયાથી તેમ કર્યું નથી.

કરાઢા ન્યાતના બ્રાહ્મણોનો મોતાના મોતાળા બ્રાહ્મણો સાથે કન્યા વેહેવાર થવાથી નીકટ સંબંધ થયો, તેની કથા લખવાનું પણ મન થયું, પણ પરિપૂર્ણ ન મળી, તોપણ જેટલી મળી શકી તેટલી ટુંકામાં વર્ણવી તેમનાં નામાંની ટીપ પણ પૂરવણી **ઝ** તથા **ટ** માં દાખલ કરી છે.

છેલ્લે વિનયપૂર્વક નિવેદન કરવાની બે હાથ જોડી સ્વજ્ઞાતીના સજ્જન તથા વિદ્વાન મંડળને વિનંતિ કરૂ છું, જે આ પુસ્તક ઐતિહાસિક છે તેમાં વાસ્તવિક, યથાતથ્ય તથા ખરેખરૂં વર્ણન ટીકાસહિત આવવું જોઇએ, તે પ્રમાણે કરવાની મારી રૂચી, તેને ઉપર લખેલાં કારણોથી નડ આવવાથી રૂચી પૂર્વક આ ગ્રંથ રચાયો નથી. વિદ્વન્મંડળ તથા ન્યાયી સજ્જનો ખોડ કાઢે એવો છે. પણ લોક રૂચતો કરવા પ્રયાશ કર્યો છે; તે ધ્યાનમાં રાખી દોષ તરફ લક્ષ ન દેતાં, ગુણ તથા સાર લેવા વિનંતિ છે. એ ઉપરથી ધ્યાનમાં આવશે જે યથાસ્થિત વિવેચન થયું નથી, પણ આ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવાનો

પ્રસંગ આવે, મારી હયાતી ત્યાં સૂધી કાયમ રહે, અને મારાં લખાણની સૂચના પ્રમાણે મારા સ્વજ્ઞાતીયનો, સ્થિતિ, રૂઢી તથા રહેણી, કરણીમાં રૂચીપૂર્વક શુધારો થાય તો, પ્રસંગ આવે ધારેલી મુરાદ પ્રમાણે ફેરફાર કરવાનું મારાથી બની શકશે. મારાથી ન બને અને કોઈ પ્રસિદ્ધી પામેલો, વજનદાર તથા વિદ્વાન, બહુ જથાવાળો, બીજી આવૃત્તિ કરવા તૈયાર થશે અને મારી હયાતીમાં મારો અભિપ્રાય લેવાસ સૂચવશે, તો તેને ગ્રંથ સ્વામિત્વનો અખ્તાર અર્પવા પ્રસંગોપાત ચૂકીશ નહીં.

છેલ્લે આ ન્હાનાં પુસ્તકમાં જે સૂચના કરી છે તેના વાસ્તવિક વખાણ રાજેશ્રી નરભેરામ મણીશંકર જોશી તથા રાજેશ્રી મનસુખરામ પ્રાણજીવન પટેલ તરફથી થયાં છે તથા તેની અગત્યતા વિષે લંબાણથી મને લખ્યું છે તથા મોતા, ઓરપાડ તથા સરસના કેટલાએક સંભાવિત ગૃહસ્થો તરફથી મોઢે કહ્યું છે, તે આ ઠેકાણે લખતાં પાર આવે નહીં પણ તેમનો તથા ઉપર લખેલા વિદ્વાનોનો વિનય પૂર્વક આભાર માનુ છું.

છેલ્લે મેં આ પુસ્તકમાં ભાષા સરળ વાપરી છે તથા એમાં જે જે સૂચનાઓ કરી છે તે નિશ્ચિંતપણે, અસ્વાર્થભાવે અને નિર્લોભે કરી છે, તેમજ આ પુસ્તક છપાવવામાં મેં, શ્રમવ્યય, દ્રવ્યવ્યય અને શોધ કરવામાં કશર કરી નથી તે ધ્યાનમાં આવશે. પૈસા કમાવવાના હેતુથી એ રચ્યું નથી તથા છપાવ્યું નથી. એમાં જે સૂચના છે તે પ્રમાણે મારા સ્વજન, સ્વજ્ઞાતીય તથા જેને લગતું વળગતું હોય તે વર્તે, એટલે મારો હેતુ સફળ થયો એમ હું સમજીશ. એ વિજ્ઞપ્તિ.

આ પુસ્તકમાં ૮ પ્રકરણ છે. ૧ લામાં વ્યાખ્યા; બ્રાહ્મણની તથા મોતાળા બ્રાહ્મણની; ૨ જાંમાં મોતાળા બ્રાહ્મણની ઊત્પત્તિ; ૩ જાંમાં વસ્તીના સ્થાન; ૪ થાંમાં વસ્તીનાં બીજાં સ્થાન, ૫ મામાં મોતાળા બ્રાહ્મણના વેદ, શાખા, ગોત્ર, પ્રવર, મત્ત, ગોત્રજ, ઇષ્ટદેવ, ગણપતિ, ભૈરવ, અને સૂત્ર; ૬ ઠામાં અટક તથા પૂર્વેનાં ધંધા; ૭ મામાં પૂર્વેની સ્થિતિ, રૂઢી, તથા આધુનિક સ્થિતિ, રૂઢી; ૮ મામાં મોતાળા બ્રાહ્મણની સ્થિતિ સુધારવાના ઉપાય. એ રીતે ૮ પ્રકરણ તથા અ થી ઢ સુધી પૂરવણી ૧૫ છે. તેમાં નામાંકિત તથા પરાક્રમી પુરૂષો વિષે પણ

કેટલુંક વિવેચન કર્યું છે. તેથી હું ધારૂં છું જે આ પુસ્તક સર્વે જીજ્ઞાસુ પુરૂષ સ્ત્રી આબાળાદિને ઉપયોગી થઈ પડવાનો સંભવ દિસે છે. તથાસ્તુ. છેલ્લે જેઓએ ઉદારપણાથી આ ગ્રંથને આશ્રો આપી ખરીદ કર્યાં છે, તેમનાં પન્હોતાં નામની યાદી છેલ્લે છપાવી તેમનો મ્હોટો આભારમાનું છું.



# મોતાળા બ્રાહ્મણ કથાની અનુક્રમણિકા.



### પૂરવણી ख.



### પૂરવણી ग.



### પૂરવણી घ.



### પૂરવણી च.



### પૂરવણી छ.



### પૂરવણી ज.



### પૂરવણી झ.



### પૂરવણી ट.



### પૂરવણી ठ.





# મોતાળા બ્રાહ્મણ કથા.

## પ્રકરણ ૧ લું.

### વ્યાખ્યા બ્રાહ્મણની તથા મોતાળા બ્રાહ્મણની.

બ્રાહ્મણ એટલે બ્રહ્મને ઓળખે, તેનાથી ડરે તથા તેના નિયમ, શાસ્ત્ર, વેદ, *સ્મૃતિઓ, ૧૮ પુરાણો, વેદાંગ, જ્યોતિશ, વ્યાકરણ, નિરૂક્ત વગેરે, ૧૦૮ ઉપનિષત્, પ્રમાણે વર્ત્તે તે; ષટ્કર્મ એટલે દાન લે આપે, યજ્ઞ કરે કરાવે, વેદ ભણે ભણાવે, એ ષટ્કર્મ કરે તે બ્રાહ્મણ.

ન્યાત એની વ્યાખ્યા. વ્યુત્પત્તિ. એ શબ્દ જ્ઞાત એટલે જ-ણાએલી, ઓળખાએલી એ ઉપરથી પડેલો દિસેછે. એટલે તેના કર્મ, રહેણી, કરણી, સદ્મદ્ આગ્રહ ઉપરથી ઓળખાએલી રીતથી, ગામ શેહેરથી જાણવામાં આવેલી, એ ન્યાત. પૂર્વે ગૂજરાતી બ્રાહ્મણોની એકજ ન્યાત હતી; તે વિષે શ્લોક:—

उदिच्याः ऋषयः सर्वे नमुढाः नच नागराः ॥

અર્થ.—બ્રાહ્મણ સર્વે ઊદિચ્ય છે (ઊત્તરનાવાસી). મોઢ અને નાગર (મૂર્ખ કે નગરવાસી) કોઇ નથી.

એ ઉપરથી બ્રાહ્મણની એકજ ન્યાત ઔદીચ હતી. નાગર વડન-ગરના વડનગરા નાગર, વિશલનગરના વિશલનગરા નાગર, મોઢેરાના મોઢ, ખેડ (બ્રહ્માની) ના ખેડાવાલ થયા. એ રીતે ગામ પરત્વે, પ્રાંત પરત્વે, શેહેર કે નદી, મહાદેવ કે ડુંગર વગેરે પરત્વે નામ પડ્યાં.

*શ્રુતિ પણ કહે છે.

વળી કેટલાએક રાજાની દક્ષણા નહીં લીધી, અને ટોળું વળીને બેઠા, તે ટોળકીઆ ઔદીચ, કેટલાએક કિલ્લા બહાર રહ્યા, તે બીજા, (બાહ્ય) ખેડાવાળ, અને કેટલાએક માંહિ રહ્યા, તે ભીતરા ખેડાવાળ કહેવાયા. કેટલાએકને મુસલમાનોએ વટાળ્યા, તેથી તેઓથી જે જૂદા રહ્યા, તેઓ તે ગામને નામે ઓળખાયા, તેથી ભરૂચના તે ભાર્ગવ, હરશોળના હરશોલા, બોરસદના બોરશદ્ધ, સિંહોરના શિહોરા, રયિકપુરના રાયકવાળ, મોતાના મોતાળા, રોડ્ડશેહેરના રોડવાળ, ગોમતીપુરના ગોમતીવાળ, શ્રીમાળના શ્રીમાળી, ઊનાના ઊનેવાળ, કંડોળના કંડોળીઆ, ઊસગામના ઓસવાળ, કામડેજના કામડેજા, અનાવલના અનાવલા, સોમનાથ મહાદેવના સોમપરા, ગિરનાર ડુંગરના ગિરનારા, ગૌડના શ્રીગોડ, ઇત્યાદિ; એ રીતે કહેવાયા; અને કન્યાવહેવાર તેમાંજ રહ્યો.

વળી અનુકુળતા માટે એક ન્યાતમાં પણ સંવાહ બંધાયા. તેમાં કેટલાંક પાસે પાસેનાં ગામોના જથ્થા થયા, તેમાંજ કન્યા લેવી દેવી, એવું કર્યું.

એ રીતે મોતેવાળા એ શબ્દમાંથી "વા" એ અક્ષરનો લોપ થઇ, જેમ સુખવાળું એનું સુઆળું=સુંહાળું અગર સુંવાળું થયું, તેમજ મોતાળ એ શબ્દ થયો. એ રીતે *મોતાળાની વ્યાખ્યા છે.

# પ્રકરણ ૨ જું.

## મોતાળા બ્રાહ્મણની ઊત્પત્તિ.

એક તાપી પુરાણમાં મોતાના બ્રાહ્મણની ઊત્પત્તિ વિષે એમ છે જે, શ્રી રામચંદ્રજી રાવણ રાક્ષસનો નાશ કરી બહુધાન આવ્યા; ત્યાં રૂશીઓ હતા, તેઓને પૂછ્યું જે, મને બે છાયા પડે છે, તે શું હશે!

---

*મોતાળાને કેટલાક સંસ્કૃત સમજનારા મૌક્તિક બ્રાહ્મણ પણ કહે છે; તેનું કારણ પ્રકરણ ૨ જું ઊત્પત્તિ જુઓ.

તેઓએ જવાબ દીધો જે, તમે બ્રહ્મ રાક્ષસનો વધ કરયો, તેથી તમને બ્રહ્મહત્યા લાગી માટે એ છાયા પડે છે. તે ક્યારે મુક્તિ પામશે? એવું પૂછતાં, તેઓએ કહ્યું જે, આગળ જતાં પવિત્ર ભૂમિ આવશે, ત્યાં મુક્તિ પામશે. આગળ ચાલતાં મોતા ગામ પાસે આવ્યા, ત્યાં તે છાયા મુક્તિ પામી. ત્યારે ત્યાં યજ્ઞ કરવાનો રામચંદ્રજીએ નિશ્ચય કરયો. તે વાસ્તે બ્રાહ્મણો જોઈએ તે માટે હનુમાનજીને બહુધાન મોકલ્યા. તેણે રૂશીઓને વિનંતિ કરી, તો રૂશીઓએ કહ્યું, કે અમે તપશ્ચર્યા કરીએ છીએ. અમારે યજ્ઞમાં આવવું નથી. તે ઉપરથી હનુમાનજીને રીશ ચઢી, અને બળી મરવા માટે કાષ્ટ (સર્પણ) એકઠાં કરી ચિતા સળગાવી તેમાં પડવાની તૈયારીમાં છે, એવું જોઈ રૂશીઓ યજ્ઞ કરાવવા જવા કબુલ થયા. પણ *એક વાહન પર સર્વે આવીએ એમ કહ્યું, તે ઉપરથી હનુમાનજીએ પોતાનું શરીર પ્રચંડ વધાર્યું, તે પર બેસાડીને રૂશીઓને યજ્ઞ સ્થળે આણ્યા. યજ્ઞ થયા પછી ત્યાં મહાદેવની સ્થાપના કરી, તેનું નામ મુક્તેશ્વર (મુક્તિ થઈ ગઈ માટે) પાડ્યું. રામે બાણ મારી મોતા ગામમાં એક કુંડ કરી પાણી કાઢ્યું, તેનું નામ આજે પણ રામકુંડ કહેવાય છે. અને મોતા ગામમાં વેળુનું મહાદેવનું લિંગ સ્થાપ્યું, તેનુ નામ રામેશ્વર પાડ્યું. એવી વાત કહેવાય છે.

# પ્રકરણ ૩ જું.

## વસ્તીના સ્થાન.

રૂશીઓને મોતાની પવિત્ર ભૂમિમાં વસવા રામચંદ્રજીએ કહ્યું, તેથી તેઓ ત્યાં રહ્યા. બ્રહ્મરાક્ષસની હત્યાની મુક્તિ થઈ, તેથી ગામનું મુક્તપુરી અને બ્રાહ્મણોનું નામ મૌક્તિક પડ્યું. તેનો અપભ્રંશ થઈ

*બહુધાનથી મોતા પાંચ ગાઉ થાય છે.

આમનું નામ મોતું ( મુસલમાનોથી મોતા ) અને બ્રાહ્મણોનું નામ ¶મોતાળા પડયું.

બીજા તાપીપુરાણમાં સરસ ગામ પાસે સિદ્ધનાથ મહાદેવ આગળ એ છાયા પડવાથી શ્રી રામચંદ્રે યજ્ઞ કરવાનો આરંભ કરયો. ત્યાં બ્રાહ્મણો જોઇએ, માટે હનુમાનજીને કોલ્હાપુર ( કેટલાક શોલાપુર પણ કહે છે. ) મોકલ્યા. ત્યાંના બ્રાહ્મણોએ કહ્યું જે, અમે ગોદાવરી (ગંગા) માં સ્નાન કરવાનું મૂકી ત્યાં નહીં આવીએ, ત્યારે તેઓને કહ્યું જે, ત્યાં ગંગા આવે તો કેમ? તેઓએ કહ્યું, તો ખરૂં. ત્યારે તેઓમાંના કેટલાકને કહ્યું જે, તમે આ ગંગામાં વેદના પાનાં મૂકો, તે ત્યાંના કુંડમાં તરી નીકળશે. તેઓ જ્યારે ઉપર કહેલી રીતે હનુમાનના શરીર ઉપર એક વાહનમાં આવ્યા, અને ત્યાં રામે બાણ મારી *કુંડમાં પાણી કાઢયું, તેમાં પેલાં પાનાં કોરાં તરી નીકળ્યાં, તેથી ગંગા પધારયાં એમ સિદ્ધ થયું. ત્યાં યજ્ઞ કરયો, અને મહાદેવની પ્રતિષ્ઠા કરી તેનું નામ સિદ્ધનાથ પાડ્યું. રૂશીઓને ત્યાં વસવાનું કહેવાથી તેઓ ત્યાં વસ્યા. તેઓપણ બ્રહ્મહત્યાની મુક્તિ થઈ ગયાથી મૌક્તિક કહેવાયા.

ત્રીજી કથા એવી છે જે, શ્રી રામચંદ્રજી પંચવટીમાંથી નીકળી ‡બાગલાણ પ્રાંતમાં થઈ તાપી નદીના મુખ આગળ આવ્યા, ત્યાં ઘેલા રામનાથ મહાદેવની સ્થાપના કરી, સુરત પાસે જહાંગીરપરામાં (કુરૂક્ષેત્રમાં) કુર્વેશ્વર મહાદેવની સ્થાપના કરી. ત્યાંથી ચાલતાં એક બ્રહ્મરાક્ષસને તેણે મારયો. તેનુ માથું ( શિર ) સરસ ગામ આગળ પડયું, અને ઊર (છાતી) ઓરપાડ ગામ આગળ પડી. તેથી તે ગામોનાં સરસ અને ઓરપાડ ( ઊર પતન ) નામ પડયાં. આગળ ચાલતાં બે છાયા દે-

---

¶ કેટલાક વાહોરા મોતાળાને નામે ઓળખાય છે, એટલે તે મોતાળાના અસલ હશે. તેઓની મસીદ હતી, તેનો રસ્તો મોતામાં પટેલ ફળીઆ પાસે છે.

*આજે એ ( કુંડ ) ને બાણગંગા કહે છે.

‡ ખાનદેશમાં બાગલાણપ્રાંત છે. ( હાલ નાસિક જીલ્લામાં મળ્યો છે )

આઈ, તે વાત બૌધાન (બહુધાન્ય) આગળ રૂશીઓને કહી. (પછી પેહેલી કથા પ્રમાણે ચાલે છે).†

બીજાં તાપી પુરાણમા કથા છે, તે આગળ પૂરવણી *અ એમાં આદ્યંત ઊતારો કરયો છે, અને અર્થ પણ શ્લોકે શ્લોકના કરયા છે; તે વાંચેથી સમજાશે, તેથી તેનો સાર અત્રે ઊતારયો નથી.

દંત કથા એવી છે જે, રામચંદ્રજી રાવણનો વધ કરી મોતા ગામ આગળ આવ્યા, ત્યાં બીજી છાયાની મુક્તિ થઈ ગઈ, તેથી મુક્તેશ્વર મહાદેવ આગળ યજ્ઞ કર્યો, તેમાં એક વાહન ઉપર (હનુમાનજીના પૂછડાં ઉપર) બેસાડી બ્રાહ્મણોને કોલ્હાપુરથી આણ્યા. યજ્ઞ સમાપ્ત થયા પછી મુક્તેશ્વર તથા રામેશ્વર મહાદેવોની સ્થાપના કરી; અને બાણ મારી રામકુંડ કરયો. *પૂરવણી અ એમાં તાપીકાંઠેથી રૂશીઓને આણ્યા, એમ લખ્યું છે, તે ૫–૭ હોય અને પુરાણમાં ૧૮૦૦૦ અઢાર હજાર લખ્યા છે, તે પેલા રૂશીઓની સલાહથી કોલ્હાપુરથી આણ્યા હશે. બ્રાહ્મણોને ત્યાં વસાવ્યા, તેઓએ રામચંદ્રજી પાસેથી વર માગ્યો, ત્યારે એક ઢોલ આપ્યો; તે ઢોલ જ્યારે દુઃખ પડે, ત્યારે વગાડવો એટલે હુ તમને સહાય થઇશ, એમ તેણે કહ્યું. એમ કહી રામચંદ્રજી ત્યાંથી ગયા. એક વખત બ્રાહ્મણોએ વગર દુઃખે ઢોલ વગાડયો, ત્યારે રામચંદ્રજીએ હાજર થઇને પૂછ્યું, કે કેમ ઢોલ વગાડયો. ત્યારે ફોકટ વગાડયો એમ નીકળ્યાથી તે ઢોલ લઇ ગયા, એમ કહેવાય છે. તેથી મોતાળા બ્રાહ્મણને આજિવિકાના કાંઇ સાધન નથી, એવું કહેવાય છે.

પણ અનુમાન એમ થાય છે જે, રામચંદ્રજીને પંચવટીમાંથી અયોધ્યા જવાનો સીધો રસ્તો ખાનદેશમાંથી માલવામાં થઇને હતો, તે છોડી આડે રસ્તે તાપીકાંઠે થઇને જવું એ માનવામાં આવતું નથી.

---

† જૂઓ પૂરવણી અ.

* આ પાંચ અધ્યાય વિષે મેં સાંભલ્યું છે જે. વિષ્ણુદત્ત નામે એક મોતાળો બ્રાહ્મણ મરેઠાના દરબારમા શાસ્ત્રી હતા, તેને ત્યાંના ફડણી શાસ્ત્રીઓએ પૂછ્યું કે તમારી ઊત્પત્તિ કયા પુસ્તકમાં છે? ત્યારે તેણે તેમને પૂછ્યું કે તમારી ક્યાંમાં છે. તેણે કહ્યું કે તાપીપુરાણમાં. તેઓએ કહ્યું કે બતાવો. એમ કહેવાથી તાપીપુરાણ આણી બતાવ્યું. તેમાં ઉત્પત્તિ નીકળી.

વળી રામચંદ્રજીને બાર વરસ વનવાસનાં પૂરાં થવા આવ્યાં હતાં. ભરત, શત્રુઘ્ન તથા તેની પ્રજા અયોધ્યામાં તેની આતુરતાથી નિરિક્ષા કરતાં હતાં, તેથી એ વાત સંભવતી નથી. કદાચિત પૃથ્વી પર્યટણને અર્થે ગયા હોય, તો જેવી વાત તાપી પુરાણમાં લખેલી નીકળે છે, તેવી નર્મદા મહાત્મ્ય (રેવાખંડ) માં તથા અનાવલ પુરાણમાં પણ નીકળે છે, તેથી તાપી પ્રદક્ષિણા તથા નર્મદા પ્રદક્ષિણા એકે કાળે થઇ હોય એમ સંભવતું નથી. બ્રાહ્મણોને કોલ્હાપુર વગેરે સ્થળથી બોલાવી યજ્ઞ કરી ત્યાં વસ્તી કરી હોય એમ સંભવે છે. જંગલમાં ભિલ, રાક્ષસ વગેરે રહેતા, તેમાં ઊંચ પ્રતિના મનુષ્યની વસ્તી કરવી એ હેતુથી બ્રાહ્મણોને કોઇ તીર્થની જગાએથી બોલાવ્યા હોય તો હોય.

બીજું અનુમાન એમ થાય છે જે, મોતાળા બ્રાહ્મણોમાં કોઇની પાસે એક હજાર વરસથી ઉપરાંતનો લેખ જણાતો નથી. તેમજ એક બે તામ્રપત્ર મોતાની નજીકના બગુમરા ગામ આગળથી નીકળેલાં તેમાં શકે ૮૦૦ ને સુમારે ભરૂચના રાઠોડ વંશના રાજાએ પરોણાગામ અન્નછત્ર માટે કોઇ બ્રાહ્મણને દાનમાં આપેલું, તેમાં તેની હદમાં પશ્ચિમે મૌક્તિક બ્રાહ્મણ §સંસ્થાન લખેલું છે, તેથી એક હજાર વરસ ઉપરાંત મોતામાં બ્રાહ્મણની વસ્તી લાગે છે.

મોતાળા બ્રાહ્મણોમાં લગ્નમાં પાંચ દિવસ કન્યા દાક્ષાણી રૂઢી પ્રમાણે કચ્છ તથા અવળે છેડે પાનેતર પહેરે છે, તેથી તથા ઊનનો દોરો મીંઢળને બદલે પોંચીએ બાંધવામાં આવે છે, તેથી મોતાળા બ્રાહ્મણ અસલ દક્ષિણી હોય એમ દિસે છે. તેમજ મોતાળા કાણ્વી શાખાના છે, તેજ શાખાના દક્ષિણમાં નાશિક, પંઢરપુર, શોલાપુર વગેરે ઠેકાણે છે; તેથી પણ મોતાળા દક્ષિણી હોય એમ લાગે છે.

ત્રીજું અનુમાન. કોઇ કાળે દક્ષિણમાં મોટો દેવ કોપ થઈ દુષ્કાળ પડ્યો હોય, નદીનાં અગર સમુદ્રનાં પાણી બહુ ચઢ્યાં હોય, તેથી નાશીને મોતામાં આવી વસ્યા હોય એમ લાગે છે. અગર રાજાના જુલમથી કે વટળવાના ભયથી અગર બૌદ્ધધર્મીઓના બળાત્કારથી ઊઠીને

§ જુઓ ઇન્ડિયન આન્ટિક્વિટીનું પુસ્તક અને ૧૮૮૫-૮૬.

ઓલાં નાશી જઇ મોતામાં વસ્યાં હોય. મોતામાં વસવાની તથા નિર્વા-હ કરવાની જગા ન રહી હોય, અગર કેટલાંક વરસ મોતામાં રહી સુગમ પડયું ન હોય, અગરજુલમ વિશેષ થયો હોય, અગર માંહો-માંહે વિરોધ થયો હોય, એવાં કારણથી થોડો ભાગ ઓરપાડ અને સરસ ગામ જઇ વસ્યો હોય, અને તેથીજ તેઓ પણ મોતાળા નામ રાખી રહ્યા હોય, એમ સંભવે છે.



# પ્રકરણ ૪ થું.



## વસ્તીનાં સ્થાન.

જંબુસરના જાંબુ બ્રાહ્મણ એ પણ મોતાળાની પેઠે કાણ્વી શાખાના છે, તેથી તેઓ પણ એજ રીતે દક્ષિણમાંથી ટોળાંબંધ આવી ત્યાં વસ્યા હોય એમ લાગે છે, અને તેઓને અને મોતાળા બ્રાહ્મણને પેહે-લાં કન્યા વેહેવાર હતો. કેમકે આજે સરસમાં એક વંશને જાંબુડીનો વંશ કહે છે. તેમજ મોતામાં ભીખા કુરૂણાશંકરના (જેના કળશીઆના લ્હાણાં થયાં છે) પૂર્વજ જાંબુડીના વંશનાં હતા એમ કહેવાય છે. હાલ કણ્વ શાખાનુ કર્માન્તર કરાવનાર ગોર ન રહ્યાથી જાંબુ બ્રાહ્મ-ણમાં માધ્યાયનની શાખાનું કર્માન્તર થાય છે§.

કાવી ગામના કપીલ બ્રાહ્મણ પણ કંણ્વશાખી છે, તે પણ એજ રીતે દક્ષિણમાંથી આવ્યા હોય એમ લાગે છે. કપીલ બ્રાહ્મણને ગરા-સ મળેલો તેનાં તામ્રપટ શકે ૧૦૦ના સાલનાં છે, તે ઉપરથી એમ લાગે છે જે, તેઓ ૧૯૦૦ વરસ ઉપરાંતના આવેલા દિસે છે. એ ઉપરથી મોતાળાની પણ બે હજાર વરસ થયાં મોતામાં વસ્તી હશે.

---

§ મોતાળાના ગોર નાશિક ત્ર્યંબકમાં કાણ્વી શાખાનુ કર્માન્તર ભણી આવ્યા પેહેલાં એમાં પણ માધ્યાયનની શાખાના મંત્રથી કામ થતું.

મોતાળા બ્રાહ્મણુની વસ્તી પૂર્વે મોતા, વરાડ (¶મોતાની પાસે) કુંચીઆણા, ભટગામ, નગોદ, ઓરપાડ, *સરસ અને ‡સુરત એમાં હતી. હાલમાં મોતા, ઓરપાડ અને સરસમાં છે.

# પ્રકરણ ૫ મું.

## મોતાળા બ્રાહ્મણના વેદ, શાખા, ગોત્ર, પ્રવર, મત્ત, ગોત્રજ, ઇષ્ટદેવ, ગણપતિ, ભૈરવ અને સુત્ર.

મોતાળા બ્રાહ્મણનો વેદ ||શુક્લયજુર્વેદ. શાખા §કાણ્વી.

---

¶માંઢર ગોત્રના નાએક (નૈયાયિક) (વ્યાસ) કુળના ઇષ્ટદેવ જેને માંદીઆકાકા કહે છે તે વરાડમાં છે, તેથી વરાડમાં વસ્તી હેય એમ લાગે છે.

*ઓરપાડ સરસમાં ન્યાત થાય છે, તેને પંચગામી અગર સાધારણ પક્ષે ગામી આજે કહે છે.

‡સુરત શેહેર સારી વસ્તીવાળું તથા રાજધાની થયાથી કાર્ય પ્રસંગે તથા ગામમાં પિંઢારા, ભીલ વગેરેના ધાકને લીધે સુરતમાં ઘર રાખી ઘણાક રહેતા. રઘનાથપરામાં મોતાળા શેરી છે. હાલમાં કાળા મેહેતા, મોતાળા બ્રાહ્મણની શેરી સગરામપરામાં છે.

||શુક્લયજુર્વેદ તથા કૃષ્ણયજુર્વેદ એવા યજુર્વેદના બે ભેદ છે, તેમાં મંત્ર ભણુ-વાની તથા સ્વર લેવાની રીત જુદી.

§કણ્વ રૂશીના વંશના. અને તે જે રીત જે સ્વરે વેદ ભણેલા તે રીત ભણાય માટે કણ્વ શાખી. શાખા એટલે વેદ (ઝાડ) ની ડાળી.

†મત્ત કોકિલ. એમાં ×ગોત્ર નીચે પ્રમાણે ૭ છે. ઓરપાડ સરસમાં માત્ર ૬ છે, કાશ્યપ નથી.

ગાર્ગિશ. કૃષ્ણાત્રિશ. ભારદ્વાજ. કૌંડલિશ.
હાર્તિશ. માઠર. કાશ્યપ.

## દરેક ગોત્રના ત્રણ ત્રણ *પ્રવર છે.

ગાર્ગિશના——ભાલંદન, વત્સ અને ગર્ગ.

ભારદ્વાજના——ભારદ્વાજ, આંગિરશ અને બાર્હસ્પત્ય.

કૃષ્ણાત્રિશના——આત્રેયશ, આર્ચિવાન, અને શ્યાવાશ્ય.

કૌંડલિશના——કૌંડન્યશ, વશિષ્ટ અને મિત્રાવરૂણ્ય.

હાર્તિશના——આર્ત્રિયશ, આર્ચિવાન, યૌવાનસ.

માઠરના——માઠર, ઠાઠર અને સાઠર.

કાશ્યપના——કાશ્યપ, આવતીર અને નૈધ્રુવ.

ગોત્રજ, (માતા) ગોત્ર પ્રમાણે જાુદી જાુદી હોય છે. ગાર્ગિશ ગોત્રની મહાલક્ષ્મી (કોલ્હાપુર તથા ઓરપાડમાં) છે. ભારદ્વાજની જામસૂર, (ઓરપાડ પાસે) છે. કૃષ્ણાત્રિશની નાન્દ્રક (સરસમાં) છે. કૌંડલિશની નાન્દ્રક, સરસમાં છે. હાર્તિશની ખુંટાઈ (ઓરપાડ પાસે) છે, માઠરની (મોતામાં) છે; કાશ્યપની (મોતામાં) છે.

---

†મત્ત કોકિલ. એ મત્તમાં કન્યાદાન દીધેલી કન્યા તેના મરણ પછી દ્વાદશાને દિવસે સમાની શ્રાદ્ધમાં તેણીનો પિણ્ડ પિતાના પિણ્ડમાં સંયોજન થઇ તેના ગોત્રનો ઉચ્ચાર તેણીના પછીના શ્રાદ્ધમાં થાય. એવું કોકિલ સ્મૃતિમા છે. એનું પ્રમાણ. આ શૃષ્ટિની ઉત્પત્તિ પુરૂષ અને પ્રકૃતિથી છે. તે લય વખતે એકત્ર થઇ જાય છે, એટલે પુરૂષમાં પ્રકૃતિ લીન થાય છે. એટલે પ્રલય સમે પ્રકૃતિ જે સ્ત્રી (શક્તિ) તે પેહેલાં જેમાથી ઉત્પન્ન થઇ હતી, તેમાં લીન પામી. તમજ આ શૃષ્ટિમાં તેણી પીતામાંથી ઉત્પન્ન થએલી તે શષ્ટિ કાર્ય કરયા પછી પોત ને સ્થળે એટલે પીતામાં સંયોજન એટલે લય પામે છે. કોયલના ઇંડાંને કાગડી સેવે છે તે ઇંડું ફૂટ્યા પછી તે કોયલમાં જતી રહે છે. તે પ્રમાણે સ્ત્રી રૂપી ઇંડું ફૂટ્યા પછી પીતામાં સમાય છે, તથી કોકિલ મત્ત નામ પડ્યું. બીજા મત્તમા સ્ત્રી મરણ પામ્યા પછી સસરાના ગોત્રમાં સમાય છે.

×ગોત્ર રૂશીઓની કેટલીક પેઢી થયા પછી વસ્તી વધી તઓને ઓળખ્વાને તેમાના પ્રખ્યાત પુરૂષને નામે તેમના વંશજને ઓળખ્વા લાગ્યા. તે ગોત્ર, જેમ ગર્ગનો વંશજ ત ગાર્ગિશ ગોત્રી. અત્રીમાં ભેદ છે તેમાનો એક કૃષ્ણાત્રિશ.

*પ્રવર. મૂળપુરૂષના વંશજ અગર શિષ્ય પ્રખ્યાત થયા તે.

૨

ગણપતિ ગોત્ર પ્રમાણે જૂદા જૂદા હોય છે. કોઈના એકદંત, કોઈના વિનાયક, કોઇના ગજાનન, કોઇના ઉમાપુત્ર વગેરે છે.

વળી ઈષ્ટદેવ પણ જૂદા જૂદા હોય છે. મોતામાં રામેશ્વર, નીલકંઠ, ઓરપાડમાં કાશીવિશ્વેશ્વર, સરસમાં સિદ્ધનાથ. માઠર ગોત્રના માંદીઆકાકા. ઉપર કહ્યા પ્રમાણે વરાડમાં છે.

ભૈરવ પણ દરેક ગોત્રનાં જૂદા હોય છે. કોઇના આદિ ભૈરવ વગેરે છે.

સૂક્ત પણ દરેક ગોત્રના જૂદાં જૂદાં હોય છે. ભારદ્વાજનું કાત્યાયની.



## પ્રકરણ ૬ ઠું.



### અટક તથા પૂર્વના ધંધા.

મોતાળા બ્રાહ્મણ પૂર્વે બ્રાહ્મણવટી કરતા. થોડાજ મુત્સદી પણાનો ધંધો કરતા. તેથી યજ્ઞયાગાદિમાં તેઓની વિદ્યા પ્રમાણે આસન દક્ષિણા મળતાં. જે ચાર વેદ જાણનારા તે બ્રહ્માની અટકથી ઓળખાતા અને તેઓને બ્રહ્માસન મળતું અને તે પ્રમાણે દક્ષિણા વગેરેનો સત્કાર થતો. તેઓ કર્માન્તર સમાપ્ત થાય ત્યાં સૂધી વેદી આગળ રહે. તે વિષે મંત્રઃ—

यावत्कर्म समाप्तोस्ति तावत्त्वं ब्रह्मा भव ।

અર્થ—જ્યાં સૂધી કર્મની સમાપ્તિ થાય ત્યાં સૂધી તમે બ્રહ્મા રહો. ત્રણ વેદ જાણનાર તે ત્રિવેદી (તરવાડી) ની અટકથી ઓળખાતા, દ્વિવેદી (દવે) બે વેદ જાણનારા. હોતા, ઓઝા કહેવાતા. અધ્વર્યુ (અધ્યારૂ) યજ્ઞમાં સામગ્રી તથા ઉપહાર તૈયાર રખાવનારા. ઉપાધ્યાય (ઉપાધ્યા) ઉપવેદ (વેદાંગ) નાં અધ્યયન કરાવનારા કહેવાતા. પંડ્યા, ભટ, જોશી, રૂશી, શુક્લ, ગોર, (કુળગોર) વૈદ્ય, પાઠક, ગણોત, ગણિત) જ્યોતિશનું કરી જાણનારા તે ગાણોત) પુરાણી, નાયક,

(નૈયાયિક) (વ્યાસ) યાજ્ઞિક, (જાની) એવાં એવાં નામની *અટક હતી અને હજી છે. તેઓ યજ્ઞ, લગન, શુભાશુભ કર્મમાં બેસી આહુતી વગેરે આપી યજ્ઞમાં બ્રહ્માને મદદ કરતા. ભટ, પુરાણી કર્માન્તરની પોથી લેઇ તે પ્રમાણે કરવાને ગોરને સૂચવતા. શાસ્ત્રી, (ષટ્ શાસ્ત્ર જાણનારા) પંડ્યા, પાઠક, એમનું કામ શાસ્ત્ર પુરાણ શીખવવાનું હતું. એ રીતે અટક હજુ કેટલાએકની રહી છે અને કેટલાએક પોતાનાં કર્મ છોડીદી-ધાથી બીજા ધંધો કરવા લાગ્યાથી બીજે નામે ઓળખાય છે. જેવા કે દેશાઇ, મેહેતા, (મહત્ શબ્દનો અપભ્રંશ) પટેલ, મજમુદાર, તલાટી (તોલાટી, તોલ કરનારા) મુનશી, મોઢા, મોઝર, લાલા, મેહેતાજી, શ્રીમંત, તેલીઆ, ઢોર, તીખા, ¶ ગામ્હોટ, (ગ્રામપ્રોહિતનો અપભ્રંશ) (ગામનું ગોરપદું કરનાર), વરાડીઆ (વરાડના ગામ્હોટ), ભગત, ઠાકોર, પોચા, ‡ ગોકળી, બોરીઆ, વામડોત, વ્હાળીઆ, (વ્હેવારીઆ) વગેરે.

---

* અટક ધંધે પડેલી લાગે છે. તેમજ સરકાર દરબારમાં જે ધંધાથી જેને સન્માન, તે ધંધાથી તથા તે નામથી તથા સન્માનથી સરકાર દરબારમાં તેઓને બોલાવે, તે નામની અટક પડી હોય એમ લાગે છે. અગર સરકારી અધિકારી, ધર્મગુરૂ અગર મહા પંડિત ખરી રીતે અગર મશ્કરીમાં, રીત, ચાલ, રીવાજને અનુસરતું નામ, પદ્વિ, (રાજેન્દ્ર તરફથી જાહેર રીતે મળેલી હોય, જેમકે સમશેર બહાદુર) વગેરે આપે તે નામ મશહુર થાય. તે નામની અટક પડે છે. અટક એટલે ઓળખવાની સંજ્ઞા.

¶ ગામ્હોટ (એ શબ્દ ગ્રામ પ્રોહિત શબ્દનો અપભ્રંશ છે. ગ્રામ પ્રોહિત એ-ટલે ગામનો શુભચિન્તક). ગ્રામકુટકનો અપભ્રંશ કેટલાક કહે છે, તેમ નથી. ગ્રામકુટક શબ્દમાં "હ" અક્ષર છેજ નહીં અને ગામ્હોટ શબ્દમાં હ છે તેથી ગ્રામકુટકનો ગામ્હોટ શબ્દ થયો નથી.

‡ એ શબ્દની વ્યુત્પત્તિઃ—ગ્રામ+પ્રોહિત=ગામનું અધિક હિત કરનાર. ગ્રામ શબ્દમાંથી ર જતા રહ્યો. જેમ પ્રાણગોવિંદનો પાણગોવિંદ થઇ ગયો. એટલે ગામ રહ્યો. પ્રોહિત શબ્દમાંથી ઉપર પ્રમાણે ર જતો રહ્યો અને પ જતો રહ્યો; જેમ કંકુપત્રી એ શબ્દમાથી પ જઇ કંકોત્રી થઇ ગયો. હિતમાં હિ -હ્રસ્વ છે તે -હ્રસ્વ ઇ ઉડી ગઇ, જેમ બિલાડીનો બલાડી થઇ ગયો; એટલે હત રહ્યો. હ "ગામો"માં ભળ્યો તો ગામ્હોત શબ્દ થયો; પછી ત અક્ષરનો ટ થયો, જેમ મહત શબ્દનું મ્હોટું થયું તેમ. એ રીતે ગામ્હોટ શબ્દ ગ્રામ પ્રોહિતનો અપભ્રંશ છે.

એમાં કેટલાંક ધંધાથી, કેટલાંક મશ્કરીથી પડેલાં જણાય છે. તેમજ કેટલીક અટક કોઈ નામાંકિત, પરાક્રમી કે નામનાનાં કામ કર્યાથી પણ પડી હોય છે. વળી મોગલઇ સરકારના રાજ્યમાં તેઓની ભાષાના શદબ્થી અટક પડીછે, જેમ મિસ્સર, ( જોશી ) જહાગીરદાર, મજમુદાર, દેશાઈ, નાયબ, વગેરે. મરેઠી રાજ્યમાં મરાઠી ભાષામાં, જેમ મોઢ ( મુઢનો અપભ્રંશ ) ગોંધાળ, ( ગોંધળ શબ્દ ઉપરથી પડયો હશે ), નાયક વગેરે. તેમજ અંગ્રેજી રાજ્યમાં અંગ્રેજીમાં કે પાછલાં રાજ્યની ભાષામાં,—જેમ પોલિસ, ફોજદાર, ડેપ્યુટી, મામલતદાર, મુનશી, ચીટનીશ, નાજર, માસ્તર, પોસ્ટમાસ્તર, રાવસાહેબ, રાવબહાદુર વગેરે. છેલ્લી બે અટકો સરકારની મંજુરીથી જાહેર રીતે ખેતાબ મળી પડી છે.

એ સઘળી અટકોમાંની કેટલીક હજી રહી છે અને કેટલીક નાબુદ થઈ જઇ જે જે ધંધા કરવા મંડાયા તે તે ધંધાનાં નામથી અટક પડી છે. કેટલીકના વંશ જતા રહ્યાથી તે નાબુદ થઇ ગઈ અને જેઓની અસલની રહી છે તેઓનો વંશ પૂર્વેથી ચાલ્યો આવેલો હતો તે અદ્યાપિ સુધી રહ્યો છે, એવું અનુમાન થાય છે. અને જેઓએ બીજું નામ ધારણ કર્યું તેઓ અસલ કયા કુટુંબના અગર કયી અટકના તેનો ઇતિહાસ માલમ પડી શકતો નથી.

કયી અટકના કયાં ગોત્રી છે તે નીચેના કોઠામાં જૂઓ.

ગાર્ગિશ ગોત્રી. શુકલ, ઉપાધ્યાય ( પાધ્યા ), બ્રહ્મા, ભટ (રામભટવાળા ), રૂશી, જોશી, ( ચીખલીવાળા ) સુખી, વૈદ્ય, ( સુરતી ) જોશી, ( ચિંતામણી પુજીઆવાળા ) ભોરીઆ, ભટ, ( હરલાલભટવાળા ) જોશી. (દયારામ જોશી) વ્હાળીઆ, જોશી, ઓરપાડના (ભવાનિશંકર જોશી તથા પાણીઆં જોશીવાળા), તગારી વ્યાસ ( ઓરપાડના ).

કૃષ્ણાત્રિશ ગોત્રી. ભટ, ( કાળાભટવાળા ) વાંમડોત, જોશી ( ગીરજાજોશીવાળા ), ભગત.

ભારદ્વાજ ગોત્રી—ભટ, મેહેતા ( ખડકીવાળા તથા શુકલફળીઆવાળા) ગણોત, વરાડીઆ.

*હાર્તિશ ગોત્રી—અધ્યારૂ, પટેલ, ઠાકોર,(મેહેતા) આડીયા (મેહેતા) ઓઝા, મેહેતા, ( માણેકલાલ મ્હોટાભાઇવાળા ) સુરતી ( ચોટાંવાળા ), દવે ( ચવરા ).

કૌંડલિશ ગોત્રી—જોશી, ( પુરાણી ચોટાંવાળા ) ઓઝા, જોશી (રામનાથ મેહેતાવાળા ).

માઠર ગોત્રી—જોશી, ( મણી જોશીવાળા ) વ્યાસ, મેહેતાજી, જોશી (પ્રાણજગદીશવાળા તથા જન્મેતરામ નાનાભાઈ સરસના.) એ સઘળા એકજ કુટુંબી, એમને નાયકની (નૈયાયિક) પણ અટક છે.

કાશ્યપ ગોત્રી—ગોકળી, વૈદ્ય (ભટ ચિંતામણી ભુલાવૈદ્યવાળા)§

# પ્રકરણ ૭ મું.

## પૂર્વેની સ્થિતિ, રૂઢી તથા આધુનિક સ્થિતિ, રૂઢી.

મોતાળા બ્રાહ્મણ પૂર્વે કૃશીકર્મ કરતા હોય એમ ધરાય છે. કેમકે, પેહેલાં ૯૯૯ નાડી હતી એવી દંતકથા ચાલે છે. જમીન બ્હોળી તથા દર જુજ, તેથી બહુ ગુણ થતો. તે સાથે શાસ્ત્ર, પુરાણ, જ્યોતિશ, વૈદ્યનો ધંધો કરી પોતાનો ચરિતાર્થ સારી રીતે ચલાવતા. ધાન્યાદિ સસ્તું હતું; ૧ રૂપીઆની ૩ મણ જુંવાર અને ત્રણ મણ ભાત મળતું. દેશી સૂતરના જાડાં લુગડાં તથા સણના જાડાં વસ્ત્ર એક જોડ, બે ત્રણ વરસ ચાલે તેવાં મળતાં, તેથી થોડે ખરચે નિર્વાહ ચાલતો. મોગલાઇ રાજ્યમાં સરકારના કારભારમાં દેશાઇગીરી, પટેલાઈ, મજમુદારી, તલાટીપણું, મેહેતાગીરી વગેરે મેળવી રાજકારભારમાં ભળ્યા અને મરાઠાના રાજ્યમાં વંશપરંપરા વતની થયા. તેમજ શાસ્ત્રી, પુરાણી, જ્યોતિશી વગેરે ધંધા કરનારાને વર્ષાસન, જમીન વંશપરંપરા,

* ગોકળી—ગાયની પરીક્ષા કરી જાણનારને પણ ગોકળી કહેછે.

§ અટક બદલાઇ ગયાથી સંપુર્ણ રીતે અને ખાત્રીપૂર્વક લખાયું નથી.

કેટલાએકને મળ્યાં. તેમજ કેટલાએક દેવપૂજા, ગામગોરપણું, જાહાગીર વગેરે વંશપરંપરા સરકારથી પ્રાપ્ત કરી તે ધંધા કરવા લાગ્યા. વળી કેટલાએક એવા ધંધામાં ન પડવાથી બાંધી રકમની આવક ન થયાથી ઊભગભુક્તા રહ્યા. તેઓના વંશને કાંઇપણ ઉદ્યોગ કરવા પેહેલાં તે કરવાની વિદ્યા શીખવાની જરૂર પડી. એટલે લખતાં વાંચતાં આવડયું એટલે દેશાઇ, ઇજારદાર, મજમુદાર, જાહાગીરદાર વગેરેના મેહેતા ત. લાટી વગેરે નીમાઇ ગુજારો કરતા કેટલાક થયા. તેમજ સાહુકારી મેહેતા થયા. અસલ સર્વે ભિક્ષુક બ્રાહ્મણ કહેવાતા, પણ પાછળથી જેઓ સરકાર દરબારના આશ્રાથી રાજકારભારમાં પડ્યા તેઓમાના કેટલાક ગૃહસ્થ એટલે દાક્ષણા નહીં લેનારાનાં નામ ધારણ કરતા થયા. તોપણ ન્યાતના નિતઘડાના લાડવા, ઘડા, લહાણાં, દીવાળીના કોડીઆં તથા ન્યાતમાં તથા ભિક્ષુક બ્રાહ્મણોને ત્યાં ન્યાતમાં તથા ન્યાતફેરા અગર તડ ફેરાના બ્રાહ્મણોમાં જમવા જવાની છુટ તેઓએ રાખી. નાગરોની પેઠે ગૃહસ્થ ભિક્ષુકથી જૂદા વર્ગ ન થતાં તેઓમાં પંક્તિવહેવાર તથા કન્યા વહેવાર રાખી રહેવું પડયું.

એઓમાં વેદ વગેરે જાણનારા કમી થઈ ગયાથી શુકલવર્ગ બંધાયો. તેઓ વેદ ભણી ગોર, રૂશી, ઉપાધ્યાય, ઓઝા વગેરે જેઓ જજમાનવાળા હતા તેઓને મદદ કરવા લાગ્યા. અને કણ્વ શાખાના યજુર્વેદનો અભ્યાસ દક્ષિણમાં નાસિક, ત્રંબક, પંઢરપુર વગેરે ઠેકાણે જઈ કરી તે પ્રમાણે કર્માન્તર કરાવવા લાગ્યા.¶

એક વખત ભીખી આણેલાં અન્નમાંથી રોટલાનો કડકો નીકળ્યાથી શોક થઇ, તેથી તેઓએ શુદ્રોને ઘેરથી ભિક્ષા નહીં લેવી, બ્રાહ્મણમાંજ માગવી, એવો ઠરાવ થયો અને તેઓ ઉત્તમ બ્રાહ્મણ કહેવાયા. કહેવત છે જે:—

किंचित्वेदमयंपात्रं किंचित्पात्रंतपोमयं ॥
पात्राणामुत्तमपात्रं शूद्रान्नंयस्यनोदरे ॥ १ ॥

---

¶ એ પેહેલાં માધ્યાંદની શાખાનું કર્માન્તર થતું. ગોરનો નિર્વંશ કે તેઓ વ્યવહારહિત થયાથી, માતામાં શુકલજ ગોર થયા છે.

અર્થઃ—વેદ ભણેલો કિંચિત પાત્ર છે. તપેશ્રી કિંચિત્ પાત્ર છે; જેને ઊદરે શૂદ્રનું અન્ન નહીં તે પાત્રમાં પણ ઉત્તમ પાત્ર છે.

એઓને જજમાન ન હોવાથી "બ્રહ્મતેજો વૃદ્ધિરસ્તુ" એવો આશિર્વાદ બોલી ઘરદીઠ મુઠી અગર ખોબો ભરી અન્ન મગે એવો નિયમ ન્યાત સમસ્તે બાંધી આપ્યો.

રૂઢી, રીત રીવાજઃ—પૂર્વે શુભકર્મમાં સંસ્કાર વિધિઓ વખતોવખત સઘળી થતી. તેમાં પ્રાયશ્ચિતના સંકલ્પ અંગે બ્રાહ્મણભોજન સાંઝે કરાવતા, તેમાં કોઇપણ પ્રસંગે *ખાંડ વપરાતી નહતી. શુભ પ્રસંગે જમવાનું ભોજન હાથોહાથ કરવાના રીવાજને લીધે કામ કરવા સગાંવ્હાલાં, સહોદર, પ્રકરણવાળાને ઘેર જતાં, તેઓ પોતાને ઘેર ખાઇને જાય, તેથી અડચણ પડવાથી જમણવારવાળાને ઘેર કામ કરવા જનારને દૂધની રોટલી ને ગોળ સવારે ખવરાવવાનો રીવાજ બંધાયો, પછીને વખતે દૂધ રોટલી, દૂધ પુરીનો બંધાયો. તેમાં જમાઇ, વહેવાઇ રહી ન જાય, તેમને માટે દૂધ પીવા પુરીનો રીવાજ થયો. એમ કરતાં કરતાં સઘળાં સગાંવ્હાલાં વહેવારવાળાં વગેરેને સવારે દૂધની પુરી વગેરેનો રીવાજ થયો અને તેમાં દૂધપાક, શીખંડ, સારાં સજ્જન મનુષ્યને પીરસવાનો અને છેલ્લે સર્વેને શીખંડ, શેવનો દૂધપાક વગેરે ફરાળનો ચાલ પડયો. હાલ એ સાથે તડના જનોઇ દિઠ એકને ફરાલ કરાવવાનો ચાલ પડયો છે.

છેલ્લે પૂરવણી 'ઇ'માં બતાવ્યા મુજબ ધારા મોતા ગામના તથા પૂરવણી 'ઉ'માં લખ્યા મુજબ ઓરપાડ સરસમાં ધારા બંધાયા છે; તે પ્રમાણે હાલ ચાલે છે. જે ફેરફાર થયા છે તે તેની સાથેની ટીપમાં દર્શાવ્યા છે. અશુભ એટલે મરણોત્તર ખર્ચ પણ કર્માન્તરમાં કહ્યા પ્રમાણે પહેલાં પ્રાયશ્ચિત્ત સંકલ્પને અંગે સૂક્ષ્મ બ્રાહ્મણભોજન, પછીથી સગાં, પછી તડ અને જેની નજરમાં આવે તે આખી ન્યાતી+ કરવા

* પેંઢારા, ભિલ વગેરેની ધસ્તીને લીધે તુરતાતુરત થાય અને જમાય એવું, જેવું કે શીરા, પુરી, લાડુ, કંસાર વગેરે; એવું મિષ્ટાન્ન થતું.

+ મોતામાં અઠ્ઠેઠ કહે છે અને ઓરપાડ સરસમાં ગામી કહે છે.

જાગ્યા. એ શુભાશુભ કર્મની વિધિઓ વિષે પૂરવણી क થી ख સુધી જૂઓ.

મોતાળા બ્રાહ્મણની વસ્તી તાપીપુરાણ પ્રમાણે ૧૮૦૦૦ ઘરની હતી. તે પછી ચારસેં વરસ ઉપર મોતામાં ત્રણસેં, ઓરપાડમાં ૩૫૦ અને સરસમાં ૧૫૦ ઘર હતાં. મોતામાં ૧૫ મણનો અને ઓરપાડ સરસમાં ૨૫ મણનો લાડુ ખપતો. સો વરસ ઉપર મોતામાં ૧૦ મણનો, ઓરપાડ સરસમાં ૨૦ મણનો લાડુ જોઇતો અને આજને સમયે મોતામાં ૩–૪ મણનો અને ઓરપાડ સરસમાં ૮–૯ મણનો લાડુ ખપે છે. એ રીતે વસ્તી કમી થઈ છે તેમજ ખા પણ ઓછો થયો છે. હાલની વસ્તી નામવારી પૂરવણી च થી ज સુધી જૂઓ.

પૂર્વે વરસોવરસ લગ્ન, જનોઈ થતાં, પણ પછી ધંધાર્થે, પુણા, સતારા, હૈદ્રાબાદ, ( નીજામનું ) ચીનાપટ્ટણ ( મદ્રાસ ) વગેરે શેહેરોમાં જવું થવાથી મુસાફરી∴ વગેરે કરવાનું કઠીણ, તેથી ૪ ચાર વરસને આંતરે લગ્ન અને બબ્બે વરસને આંતરે જનોઈ કરવાનો ચાલ પડયો હોય એમ લાગે છે. તેમાં કોઇના ગ્રહ સારા નરસા ન જોતાં એકેકાળે અને એક દિવસે એ વિધિઓ કરવાનો ચાલ પડયો. તેમાં પણ હાલમાં જનોઈ બબ્બે વરસને આંતરેને બદલે, લગ્ન માફકજ ૪ ચાર વરસને આંતરે કરવાનો ચાલ પડયો છે. એથી પરદેશી સગાંવ્હાલાંનો સમાગમ તથા ઘણાના લગ્ન જનોઇ સાથે થાય તેથી ધામધુમ તથા ભપકો કારમો તથા ખરચ કમી× થાય છે. એટલો એકજ લાભ થાયછે.

---

∴ રસ્તા વિકટ, પંથ બહુ લાંબો, રસ્તામાં ચોર, ભિલ, પેંઢારા ફાંસિયા, ફાડીખાનારાં પશુઓનો ધાક, નદી, ડુંગર મોટાં મોટાં ઓળંગવાનાં, તેથી સોબત કે સંગ વના જવાતું આવાતું ન હતું. છ છ મહીના આવતા જતાં લાગતા તેથી ૪ ચાર વરસને આંતરેનો ધારો બાંધ્યો હશે.

× ચાર ચાર વરસને આંતરેના ચાલથી ૬ વરસની બાળકી અને ૫ વરસના બાળકનાં લગ્ન જનોઇ કરી દેવાં પડે છે. કેમકે ૧૦ વરસ ઉપરાંતની કન્યા અને ૮ વરસ ઉપરાંતના મુંજીબાને શાસ્ત્રનો બાધ નડે છે. તે વિષે શ્લોક.

अष्टवर्षाभवेद्गौरी नववर्षातुरोहिणी ॥
दशवर्षाभवेत्कन्या अतोउर्ध्वेरजस्वला ॥१॥

અર્થ:—આઠ વરસની ગોરી, નવ વરસની રોહીણી, દશ વરસની કન્યા (રૂપ) થાય છે, તેથી વધારે વરસની રજસ્વલા કહેવાય છે. એવો કોઇ બીજો શ્લોક છે નહીં કે, ૪ વરસની આવી, ૫ વરસની આવી, ૬ વરસની આવી, ૭ વરસની આવી, એવો નથી, તેથી ૮ વરસ સુધી લગ્ન કરવાં નહીં, એ સિધ્ધ થાય છે.

પેહેલાંના લોકો પૈસેટકે હાલના જેટલા સુખી ન હતા પણ પોતાનો નિર્વાહ તથા આવ્યા ગયા ખરચ કરવાને હરકત પડતી ન હતી, તેમ વૈભવ બ્રાહ્મણની રીતનોજ હતો. સરકારી કે ખાનગી નોકરી કરનારાઓને સરકાર દરબારના જુલમ બહુ હતા તેથી પૈસેટકે સુખી ન હતા પણ વતનવાડી, ગરાસચાશ, જમીન, રોકડની પેદાશ તે ઉપર નિર્વાહ કરતા. પ્રસંગે સાહુકારને ત્યાંથી નાણાં કાઢી લાવી કામ ચલાવતા અને વૈભવ રીતસર ભોગવતા એમ કહેવાય છે. હાલના લોકોનો મોતાનો મોટો ભાગ સાહુકારી ચાકરી, સરકારી ચાકરી કે વ્યાજવટાંતર કરી તથા ઓરપાડનો મોટો ભાગ સરકારી નોકરી, દેસાઈગીરી વતન તથા ગરાસચાશની જમીન તથા સાહુકારી દરબારી નોકરી કે, વ્યાજવટાં કરી અને સરસનો મોટો ભાગ વતન, નોકરી કે સાહુકારી કરી અને થોડો ભાગ જજમાનવૃત્તિ કરી નિર્વાહ કરે છે. સરકાર દરબારનો જુલમ નહીં તથા ભિલનો ઉપદ્રવ નહીં તથા પીંઢારા ૯૦ વરસ થયાં નાબુદ થયા તેથી સુખી છે તથા વૈભવ પણ ઠીક ભોગવે છે. કોઈક લક્ષાધિપતિ પણ થયા છે. એ રીતે હાલની સ્થિતિ પણ પેહેલાંના કરતાં વધારે સુખી છે.

રીવાજ:—મોતાળા બ્રાહ્મણમાં ચાર ચાર વરસને આંતરે લગન જનોઇ કરવાનો ચાલ છે. ચોથી પેઢીએ§ લગન વરકન્યાનાં થાય છે, સગોત્રમાં¶ લગન થતાં નથી. ૧૬ સંસ્કાર વિધિઓ બરાબર રીતસર તથા શાસ્ત્ર પ્રમાણે થાય છે, પણ કાળભ્રષ્ટ થઇ જનોઇ વખતે ૯, લગ્ન વખતે ૨, અધરણી વખતે ૨, સન્યસ્ત વખતે ૨ અને મરણ વખતે ૧ એ રીતે ૪ વેળા થઈ ૧૬ સંસ્કાર પૂરા કરાય છે. જનોઇમાં બડવો દોડાવવાનો બીજા દ્વિજો (બ્રાહ્મણો) પેઠે ચાલ નથી. જનોઇમાં ઓછામાં ઓછા રૂપીઆ ૯થી ૩૫૦ સુધી ખરચ વિધિઓ વગેરેનો થાય છે. જનોઇ વખતે કન્યા મળે અને વેહેવા થાય અને બ્રહ્મચર્ય દિક્ષા છૂટે તે ઉતપ ગણાય છે. વેહેવા ન થાય તેની પણ બ્રહ્મચર્યાવસ્થા

---

§ પેઢી ભાઇબેન અગર ભાઈબાઇથી ગણાય છે.

¶ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણમાં સગોત્રમાં (સગુણોત્રમાં) લગ્ન થાય છે તેમજ બાઇડોલામાં કુટુંબીમાં થાય છે તો સગોત્રનું શું પુછવું !

તેજ દહાડે છૂટે છે. વેહેવાઃ—લગ્ન થયાં પેહેલાં કન્યાની તરફથી વરવાળાની તરફ મોઢે કહેણ જાય, તે વેહેવા કહેવાય. તે પછી કન્યા વાળા તરફથી વરવાળાને શાકેર ખાવા તેડે છે, પછી કન્યાને વરને ઘેર તેડે છે; પછી વરને કન્યાને ઘેર તેડી જમાડે છે, તેને મુહુરત કરાવ્યું કહે છે. એ વાત લગ્ન થયાં પેહેલાં ૧૦ દિવસથી ૧૦ વરસ સુધીની મુદ્દતમાં થાય છે અને વેહેવા (વેશવાળ) થયાં પછી લગ્ન થયાં પેહેલાં ક્યારે પણ વેહેવા તોડવાનો બાધ નથી. તોરણે આવેલો વર પાછો જાય એવો ચાલ છે.×

બીજા ગૂજરાતી બ્રાહ્મણોમાં લગ્નવિધિ ઘરની બહાર માંડવામાં થાય છે પણ મોતાળા બ્રાહ્મણમાં§ મ્હાએરું ઘરની માહે કરી હસ્તમેળાપ તથા કન્યાદાન¶ વિધિ સુધી વરકન્યાને સામસામે બેસાડી વિધિઓ થાય છે અને જે કર્મ અગ્નિ સાનિદ્ધ કરવાનું તે માંડવામાં વેદીના અગ્નિ આગળ થાય છે.

---

× કેટલીક બ્રાહ્મણ ન્યાતિમા વેહેવા તોડવાનો તેમજ વાણીઆં વગેરેની ન્યાતમાં વેહેવા ફોક કરવાનો ચાલ નથી.

§ શ્રીમાળી બ્રાહ્મણોમાં મ્હાએરું ઘરની માહેજ થાય છે. એનું કારણ—બૌધધર્મ જ્યારથી રાજધર્મ થયો ત્યારથી સંસ્કારવિધિઓ ગામમાંથી કરવાનો બાધ થયો હોય તે કારણથી છાના ચોરીથી કરવાને લીધે ઘરમાહે કરવાનો ચાલ થયો હોય એમ દિસે છે. અગર મુસલમાની રાજ્યના જુલમને લીધે થયો હોય.

¶ કન્યાદાન કન્યાનો બાપ (બાપ ન હોય તો કોઇ વડીલ પુરૂષ) કન્યાનો જમણો હાથ વરના જમણા હાથમાં આપી વેદમંત્રથી નીચે પ્રમાણે કહી કરે છે તેને પાણીગ્રહણ કહે છેઃ—

इमांकन्यासालंकृतां यथोपस्करसहितां गंधपुष्पाद्यर्चितां शास्त्रोक्त पुराणोक्त वेदोक्त पुण्यफलाप्त्यर्थं गयागमनादिफलप्राप्त्यर्थं एकोत्तरशतपूर्वजानां उद्धारणार्थं प्रयागवटविस्तारेणआधर्मपरंपर्याप्तं आचन्द्रार्कयावत्‌इमांकन्यां तुभ्यमहंसंप्रददेतेनभगवान्‌श्रीलक्ष्मीकांतनारायणप्रियेतां ॥

એ થયાં પછી વેદી આગળ જઇ એક બીજાની પાસે પાસે બેસી વિધિએ કરાવે છે. એમાં અગ્નિ આગળ કન્યાના સઘળા દોષ∴ વર માફ કરી સપ્તપદી વિધિમાં મેરૂતુલ્ય° દોષ હોય તોએ ક્ષમા કરેછે. તે-મજ વર "અહં બ્રહ્મચારી"—હું બ્રહ્મચારી—વગેરે કહી પરણવાના સંસ્કાર થયા પેહેલાં જે તેના ધર્મ તે પ્રમાણે વર્ત્તવાનું કબુલ કરે છે. ત્યારે કન્યા તેની આજ્ઞા, ધર્મ પાળવાની કબુલાત આપે છે અને બંનેજણ સંતતી થવાની ઇચ્છાથી અને સંતતીને પાળીપોશીને મોટાં કરવાની ઇચ્છાથી આ લગ્ન કર્યું છે એમ કહે છે.* એ વિધિ થયા પછી કન્યા-વાળાં વરનું, અને વરવાળાં કન્યાનું, મ્હોંજોણું કરી એક એક રૂપીઓ

---

અર્થઃ—આ કન્યા અલંકાર તથા વસ્ત્રસહિત ગંધ પુષ્પ અર્ચના સાથે શા-સ્ત્રોક્ત વેદોક્ત પુરાણોક્ત પુણ્યફળ મળવા માટે ગયાજી જવાના ફળપ્રાપ્તી માટે એકશો એક પુર્વજોના ઓધ્ધાર માટે પ્રયાગવડ વિસ્તારે કરી ધર્મ, ચંદ્ર, રવી તપે ત્યાંસુધી તમને આપું છું તે શ્રીભગવાન લક્ષ્મીકાંત નારાયણ પ્રીત્યર્થે આપું છું. એમ બાપ કહે છે. તે પછી તેણીની મા આવી નીચે પ્રમાણે બોલે છે.

ममोदरसमोत्पन्नायावद्वर्षाणि पोषितातुभ्यमहं मयादत्ता पुत्रपुत्रार्थवर्द्धिनी

कन्यारत्नमिदंदानं मयादत्तंचवारिणां देशोवापरदेशोच्च परिपाल्यंत्वयाशुभं॥

અર્થઃ—મારા ઉદરમાં પાકેલી, આટલાં વરસ પોશેલી, સંતતી વધારવાને આ રત્નકન્યા મેં તને આપી. દેશપરદેશ એનું પાળણપોષણ તમારે કરવું.

કન્યાને તેનો મામો માહેરાંમાં પધરાવે છે એથી મામા તરફના પક્ષને પણ એ વાત ગમતી છે એમ ધારવામાં આવે છે.

∴ દશ દોશ મોટા કહેવાય છે. શ્લોક.

यदिकन्याबलोपेता दशदोषविवर्जिता ॥
तदाहंप्रतिगृह्णामि देवाग्निगुरुसंनिधौ ॥ १ ॥

એ પ્રમાણે વર બોલે છે.

° મેરૂપર્વત માટે એક શલ્યા પથ્થરની રાખે છે તેપર ભાતની સાત ઢગલી મુકી તે દરેક મંત્ર ભણી પગેવતી તે ઢગલીઓ કાઢીનાખે છે તેને સપ્તપદી કહે છે.

* એ ઉપરથી સિધ્ધ થાય છે જે એ લગ્નવિધિ કન્યા મોટી સમજણી થય પછી થતી એમ દિસે છે.

આપે છે./ એ સઘળી વિધિઓ થઇરહ્યા પછી સારૂં મુહુર્ત જોઇ કન્યાને વાજતે ગાજતે વરને ઘેર લેઇજાય છે. ત્યાં વરની બેહેન ઘરમાં પેસવાનું બારણું ઢાંકે છે તેને કાંઈ આપી મન મનાવે છે અને ઘરમાં જઇ વાસણ ઢાંકેલાં હોય તે ભર્યાં કે ઠાલાં વરકન્યાને પૂછાય છે અને રૂપીઆના એકાએકી બને રમે છે. તેમાં જે જીતે તેનું ચલણ ઘરમાં થવાનું એમ કહે છે. (એ સઘળાં ઉપરથી મોટી ઉમરે લગ્નનો રીવાજ માલમ પડે છે.)

લગ્ન થયા પછી કન્યાના માબાપ વર તરફનાંને પેહેરામણી વગેરે જે વિદાયગીરો કરવાની તે ઠરાવ પ્રમાણે અગર કંકુને કન્યા હોય તો જેને જે મળે તે વરવાળાંનાં સગાને પેહેરામણી આપી વરના માબાપને બેઉ જે કન્યાને ચડી તેઓને તેણાના માબાપ પગે લાગે છે. કન્યાને તેઓ પોતાને ઘેર લેઇ જાય છે. એમાં કન્યાને ઘર માંડી આપવાના વાસણ, લૂગડાં, ખાટલો, ગોદડાં, ચાદર, ઓશીકાં, પાણીના વાસણ, ચરૂ, તાંબાકુંડો, તેલ ઘીનાં વાસણ, દીવો કરવાને સમાઇ, તેલ, ઘી, ગોળ, ખીચડી, કંસાર (કણક) એક દિવસ બે જણાને ચાલે તેટલું તથા તાંબડી દહીં ભરીને (કલઇની વટલોઈ) કે કલૈયો વગેરે જે જે જોઇએ તે આપવામાં આવે છે. (ઓરપાડ સરસમાં એ કોઈકજ આપે છે). વરના બાપને પાઘડી, વરની માને રેશમી સાડી અગર રૂપીઆ મોતા, ઓરપાડ અને સરસ એ ત્રણે ઠેકાણે આપવામાં આવે છે. કન્યાને બારણે વરકન્યા કંકુના છાપા મારે છે અને વરને ત્યાં રૂપડાં ૨ તથા ૨ રેશમી કડકા આપવામાં આવે છે (એટલે ઘર ચલાવવાને તુરત જોઈતી વસ્તુ પૂરી પાડે છે). એ વિધિને ઉબેતર* (ઊભયતર) કહે છે. કેરીની મોસમમાં ટોપલામાં કેરી ભરી તે ઊપર રેશમી કડકો ઢાંકી વરને ત્યાં આપવામાં આવે છે તેને સોયણ કે સો-

---

/ એનું કારણ એ લગ્ન મ્હોટા જોનારાંને પસંદ છે એમ દેખાડે છે.

* ઊભય પવિત્ર શબ્દનો અપભ્રંશ થયો દેખાય છે. એટલે બંને વહેવાઇ પવિત્ર ઊભય=બે, પવિત્રમાંથી પ વિનો લોપ થઇ જઇ ત્ર રહ્યું તેનું ઉબેતર થઈ ગયું. એટલે બેઉ પક્ષના વેહેવાઈ પવિત્ર એટલે બ્રાહ્મણ વેહેવારિ થયા એમ દેખાડે છે. બીજી કેટલાક ન્યાતમાં અઘરણીમાં અપાય છે.

લણુ કહે છે. કોઇક દૂધ ખાવાને ગાય સવત્સી તેના દોહવાના વાસણુ સાથે આપે છે.

લગન થયાં પછી નાની ઊપરના વરને સાસરે સાંજે સવારે આષાડ પૂરો થતાં સુધી અને કન્યાને તેણાને સાસરે દીવાળી સુધી મિષ્ટાન્ન જમાડવાનો ચાલ છે તેને દશેયાં‡ કહે છે. લગનમાં પાંચ દહાડા વરને પોતાને સાસરે કેટલાક પોતાના દોસ્તદાર સાથે સવારે ખવાડવાની રીત છે તેને અનુવર ( અનુ+વર ),=( વરની પાછળના ) કહે છે. મોટી ઊમરના વરને આષાડ પૂરો થતાં સારૂં મુહુર્ત જોઇ જમાડી કાંઇ આપી વિદાય કરે છે અને વહુને દીવાળી ઊપર ( મોતામાં પાટીયાં, ઘુઘરી અને ઓરપાડ સરસમાં કાંઇ રૂપીઆ ૨૦ થી ૪૦ સુધી ) આપી વિદાય કરે છે.

લગન થયાં પછી વરને ત્યાં શુભપ્રસંગે ચાંલ્લો* અને મોસાળું=મ્હામેરૂં કરવાનો ચાલ તથા અશુભ પ્રસંગે ચોખા, દાળ થોડું ઘી આપવાનો ચાલ તેને લુખારો ( લુખો+આહાર ગળપણ વગરનો આહાર= ખાવાનું ) કહે છે તે એક દહાડો તેના કુટુંબાઓને ચાલે એટલો આપવાનો ચાલ છે. અને તેરમાનું કાર્ય સંપાદન થયે શોકશાન્તિ થયા પછી કન્યાના બાપ તરફથી વરના માબાપને તથા વરને તથા પોતાની દીકરીને કાંઇ રૂપાંનાણું અગર વસ્ત્ર આપવામાં આવે છે તેને ઓખણાવું ( ઉ+ક્ષાલનં=ઉ=એ ખુ, ક્ષાલનં=નવાડવું ) યાને માથાબોળ નવાડાને નવું વસ્ત્ર આપવું એનાં† કહે છે. એના બદલામાં વરને ત્યાંથી દરેઅ.ડેમને દહાડે કન્યાના માબાપને ત્યાં મરદના મરણનો ટોપલો અને સ્ત્રીના મરણનું સુપડું તેમાં લાડવો તથા તેનું એક વસ્ત્ર મૂકી અપાય છે. એ રીતે દરેક શુભાશુભ પ્રસંગે કરવાની રીત છે.

---

‡દશ શણુ. મહીનામાં દશ વાર જમાડવા તે બાર માસ જમાડવા તેને બદલે ૪ માસ રોજ જમાડવા તેનું નામ દશેયાં.

*રૂપીઆ ૧ થી માંડી જે મળે તે. મામેરામાં વસ્ત્ર પાઘડી થઇ રૂા૦ ૫થી રૂા૦ ૧૦૦) નો માલ.

†એમાં માથે પાણી તથા ફુલેલ ઘાલવાનો ચાલ હતો.

કન્યાની અઘરણીમાં (અ+ગૃહિણી એટલે ઘરકામમાં નહી આવે) તેણીના માબાપ તરફથી મામેરૂં કરવાનો ચાલ છે. તેણીનાં છોકરાં થાય તેમને વસ્ત્રાલંકાર મળે તે પ્રમાણે તથા તે છોકરાંના શુભાશુભ પ્રસંગે પેહેલાં કહ્યા પ્રમાણે મોસાળું, ચાંલ્લો તથા લુખારો વગેરે કરવાની રીત છે. તે કન્યાના મરણ સમયે ગૌદાન તથા તેણીની પુણ્યશુદ્ધિ વખતે તેણીની દક્ષણા તેને અંગે તથા ગોરણી÷ જમાડવાનો ચાલ છે. તેણીના પલ્લાંના¶ ઘરેણા અગર તે બદલે રોકડ (તેણીનું સ્ત્રીધન) વરને પાછું આપીદેવાની રીત છે. તે કન્યાને મરણે તેણીના માસિસા તથા સંવત્સરી (સમચરી) તથા નીતવેળીઆ, નીતઘડા, લાડવા વગેરે તેણીના માબાપ તથા સાસરામાં બંને ઘેર થાય છે. એ રીતે અંતેષ્ટી સૂધી તેણીના તથા તેણીના છોકરાંનાં ખરચ તેણીના મા બાપ તથા સાસરામાં થાય છે. પણ તેણી અપુત્રવાન કે અવારસવાન જુવાન અવસ્થાએ ગુજરે તોજ પીયરમાં ખરૃચ થાય.

**આધુનિક રીતિઃ**—ઊપર ટુંકાંમાં હવાણાની સ્થિતિનું વર્ણન કર્યું, તોપણ ચાર ચાર વરસને આંતરે લગ્નનો રૂઢીને લીધે કેવળ કુમળી વયના બાળકના લગ્ન કરીદેવાં પડે છે, તથો કોઈ વખત કજા પાણ બને છે, તેથી વસ્તી કમી થઈ ગઈ છે. એ ઉપરનાં દ્દષ્ટાંતથી સિદ્ધ થાય છે. વસ્તી કમી થવાનું એજ એકલું કારાણ છે એમ ન સમજવુ. પેહેલાંના વખતમાં ઘણાખરા લોકો જેન્મભૂમિમાં રહી નિર્વાહ કરતા. ઘેર રહેતા, વિદ્યા ભાણવાને ૧૫–૧૬ વરસની ઉમર પછી બહાર જતા તથા ઘણા વરસ નિશ્ચિંત્તામાં ગાળતા, તેથી શરીરનો બાંધો પુરૂષ સ્ત્રી બંનેનો, મજબુત અને નિરોગી રહેતો, તેથી પ્રજોત્પત્તિ સ્ત્રીની ૪૦–૪૫ વરસની ઊમરમાં બહુ થતી અને હાલમાં મુંબઈના નબળાં પાણીમાં તથા ન-

÷ મોતામાં બાપના તડના મરદો તથા સ્ત્રીને જમાડવાનો ચાલ છે. ઓરપાડ સરસમં માત્ર સ્ત્રીઓનેજ જમડાય છે. એનું કારણ તે કન્યા તેણીના બાપના તડમાં જમવા જતી, તેથી લાગે છે.

¶ મોતામાં સઘળા ઘરેણા તથા વસ્ત્ર તથા આદરણીના રૂપીઆ સઘળું પાછું અપાય છે. ઓરપાડ સરસમાં વેહેવારના રૂપીઆ વગર માત્ર પલ્લુંજ પાછું અપાય છે અને વિધવા હોય તો તેણીના પીયરમાં તેણીના દહાડાનો ખરચ થાય તેને લીધે પલ્લું વરને ત્યાં પાછું અપાતું નથી.

બળી હવામાં રહેથી પ્રજોત્પત્તિ વિશેષ થતી નથી. કોઇને એક બે પ્રજા થઈ તો બસ થઈ. કોઇકનેજ ૭–૮ પ્રજા જીવતી હશે.

**ત્રીજુ કારણઃ**—પેહેલાં પુરૂષો પરગામ વિદ્યાભ્યાસ માટે જતા, સારી આબો હવામાં રહેતા તથા સ્ત્રીસંગ ( ખરેખરાં લગ્ન ) ઘણુકરી સ્ત્રીને રજોદર્શીણુ થયા વગર થતો નહીં તેથી શુક્રશ્રોણિત બળવાન રહેતાં તથા પ્રજા નબળી થતી નહીં. હાલમાં ધાતુ પાતળી તેથી પ્રજા થઇ તો નબળી, નિર્માલ્ય, તવાઇ ગયલી રહેછે. સ્ત્રીપુરૂષ શરીરને કે મનને જરા દુઃખ થાય તો ખમીશકે નહીં એવાં. એનું કારણ સ્ત્રીસંગ બહુ કાચી વયે થાય છે તેજ.

**ચોથું કારણઃ**—પેહેલાંના વખતમાં વૈભવ ઓછા હતા તેથી થોડી પેદાશમાં નિભાવ થતો. હાલ વૈભવ બહુ વધ્યા, ધાન્યાદિ જરૂરની વસ્તુઓ બહુ મોંઘી તથા અટકાઉ થઇ તથા ઘરભાડાં, ખરચ તથા ઘર બાંધવાના ખરચ બહુ વધ્યાં તેની સાથે કમાઇ તે પ્રમાણમાં ન વધી તે કારણથી ૧૫ વરસની ઊમર ન થઇ એટલાંમાં પુરૂષને કમાવવાની ચિંતામાં પડવું પડે છે. તેને બાળપણમાંજ એક બે છોકરાં થાય છે તેના ખરચમાં આવી પડવું પડે છે તેથી તેનું શરીર તવાઈ જાય છે. પેહેલાં તેનો બોજો તેનીપર પડતો ન હતો, તેના વડીલોપર પડતો.

**પાંચમું કારણઃ**—પેહેલાંના વખતમાં લોકો નાનાં નાનાં છોકરાંના વેહેવા કરતા ન હતા તેથી છોકરો છોકરી કેવાં નીકળશે તેનું પ્રમાણ બંધાતું. હાલમાં ચાર ચાર છ છ મહિનાની ઊમરનાં બાળકના વેહેવા કરી મૂકાય છે તેથી કેવાં નીકળશે તેનું પ્રમાણ બંધાતું નથી અને તેથી ૫–૬ વરસની કન્યાને પરણાવી દેવી પડે છે તે વૈદકશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર તથા કાયદામાં કુમળી વય ગણાય છે. ૭ માં પ્રકરણમાં વેદનું પ્રમાણ છે તેપરથી ૭ા સાઢાસાત વરસ સૂધી કન્યા પરણાવવાનો તથા પરણવાનો અધિકાર કોઇને નથી.

**છઠું કારણઃ**—કુળાકુળ જોવાનો પેહેલાં ચાલ ન હતો. જે સદ્‌ગુણી, સુચળતાવાળા, બ્રાહ્મ વિવાહ કરનારા, બ્રહ્મ દ્રવ્ય, દેવદ્રવ્ય હરણ ન કરનારા, સ્વામી સેવામાં તત્પર, રાજ સેવામાં નિર્દ્રોહી, કન્યા વિક્રય ન

કરનારા, દેવઋણ, પિતૃઋણ એ ત્રણે ઋણ આપનારા, શાસ્ત્ર, ધર્મકર્મમાં સિદ્ધ, ત્રણ વર્ણને સુબોધ તથા તેઓના તારણોપાય કરનારા, પોતાના કુટુંબનો ગુજારો સારે સન્માર્ગને ધંધે કરનારા, જેના ઘરની સ્ત્રીઓ સ્વધર્મ આચરનારી, સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્તનારી, ઘરનાં કામમાં તથા દેવાજ્ઞાનાં કાર્યમાં શ્રમ લેનારી તથા કુશળ, જેના પુત્રપુત્ર્યાદિ માતપીતાના આજ્ઞાનુસારી, વિદ્યાભ્યાસી તથા ઉદ્યોગી અને પોતપોતાના ધંધામાં ઉત્સુક વગેરે હતા, તેવાં કુલિન ગણાતાં. હવણાં તે વિચાર ન થતાં પરંપરાથી બાપદાદાનું જે કુલિનપણું બંધાયલું તે પછી તે ગમે તેમ વર્તે તેની ફીકર નહીં. તે બીજાને અકુલિન ગણી તેમાં કન્યા દેવી નહીં એવી રીત પડી છે, પછી તે લોકો પોતે ગમેતેવી સારી રીતે, સારે ધંધે, રાજસન્માને ઉદ્યમ કરતા હોય તોપણ તે અકુલિન ગણાયા. તેઓને કન્યાની અછત થઇ* તેથી તેઓનો ક્ષય થયો. (એ વિષે કન્યાની અછતનો મારો ગ્રંથ જાઓ).

સાતમું કારણઃ—રખેને માનેલા કુલિન વરનો વેહેવા તથા લગ્ન બીજે ઠેકાણે થઈ જાય તેથી વરથી કન્યા મોટી હોય તોપણ વેહેવા કરી દેવાય છે, તેથી વિઠવરૂં થાય છે. એવી રીતે વર ઘરડો થયો હોય તેને નાની બાળકી કન્યા દેવાય છે, તેથી અસમવયી વેહેવા થાય તેપણ ક્ષય થવાનું કારણ છે. વર મરતાં બીજી પરણાય છે તેપણ જ્ઞાતિક્ષિણતાનું કારણ છે. તેમ ન થવાને વાગ્દાન વખત કબુલાત થાય છે.∴ બળવાન, રૂપવાન એવા વરને કન્યા દેવાનુ શાસ્ત્રમાં કહ્યું છે. તેથી વિરૂદ્ધ ચાલે તો તેના ફળ જે ક્ષીણતા તે થાય છે.

---

* જો પેહેલાં એ વિચાર હોત તો જુની અટકવાળા જેઓ અકુલિન ગણાય છે તેઓનો આજદીન સુધી વંશ કેમ ચાલુ રહ્યો હોત? આ વિચાર મારામાંજ છે, ઓરપાડ સરસમાં નથી. ત્યાં તો વર અને વરનો બાપ પરાક્રમી, રાજદરબારમાં તથા સંપતિવાન તેજ કુલિન ગણાય છે.

∴ अस्मिन्काले निरातंके स्नातकाय रागिणो ॥

अव्यंगोऽपतितेऽक्लीबे दद्यात्कन्यामिच्छति ॥

અર્થઃ—સ્નાત, અસ્નાત નહીં. નિરોગી, અપંગ નહીં, પતિત નહીં, નપુંસક નહીં એવા વરને કન્યા અપાય છે.

**આઠમું કારણઃ**—છોકરાઓ ૧૨–૧૪ વરસના થાય એટલે ધંધો રોજગાર કરવા લાગે છે, કમાવવા લાગે છે, તેને છોકરાં થવા માંડે છે, તેથી સ્વચ્છંદ ચાલે છે. તેમને માબાપથી કાંઇ કહેવાતું નથી અગર તેઓ કહે તો માનતા નથી, તેથી દુરાચારી, કુવિચારી તથા દુષ્ટ છોકરાઓ નીકળે છે. તેઓ પોતાના બાપદાદાના ધર્મ પ્રમાણે વર્તતા નથી, દુર્વ્યસન આચરે છે અને પોતાની નાત કુળને બટ્ટો લગાડે છે. વળી હવણાને સમયે રાજસન્માન પામવાને વિદ્યા સંપાદન કરવી જોઇએ. રાજસન્માન વગર બીજો આધાર નથી તેનું સાધન વિદ્યા છે. તે પ્રાપ્ત કરવાને ધન, ધીરજ, ઉદ્યોગ, દૃઢ અંગ તથા બુદ્ધિબળ જોઇએ. તે પૂર્વે કહેલાં કારણોને લીધે નિર્બળ થએલાં હોય છે તેથી વિદ્યા સારી સંપાદન થઇ શકતી નથી. વિદ્યા નહીં તેથી વિવેક નહીં તેમ વિચાર નહીં અને તેથી થોડી કમાઇનો વહીતરાં જેવો ધંધો કરવો પડે છે. તેથી કમાણી જેટલી જોઇએ તેટલી થતી નથી. હવણાના વખતમાં વૈભવ તો વધ્યો પણ કમાણી તેટલી નહીં, પણ બીજાના જોઇને વૈભવ કરવાનું મન થાય છે, પણ કમાણી નહી, તેથી કમાણી કરવાના પ્રયત્ન કરે છે, તે જોઇએ તેટલી સન્માર્ગે થતી નથી. તેથી અન્યમાર્ગે કરવા જાય છે. કેટલીક વખતે તેમાં સપડાઇ પડે છે ત્યારે પોતાના નસીબનો વાંક કાઢે છે. એવી રીતે અન્યમાર્ગની કમાણી થાય તો તેને નાણાની બુજ રહેતી નથી અને ખરચ ઉધળો કરે છે. છેલ્લે જ્યારે સપડાય છે ત્યારે સગાંવ્હાલાની મદદ માગે છે અને તે મળે તો ઠીક અને ન મળે તો તે સઘળા સંસ્કારને પોંચે છે. મદદ નહીં મળવાના સંભવ ઘણા તેથી તેની દુર્દશાનો દહાડો આવે છે; અને જ્યારે બાળક છોકરો મ્હોટો થાય અને મને મદદ કરે એવા વિચારથી તે તેને પૂરો વિદ્યાભ્યાસ કરાવતો નથી અને ગમેતેવા ધંધામાં મૂકીદે છે કે તે પોતાને મદદ કરે; એવી અવસ્થા થાય છે.

**નવમું કારણઃ**—એક કાળે અને એક મુહુર્ત્ત લગ્નપ્રસંગ થાય છે તેથી વરકન્યાના ગ્રહ વગેરે શુદ્ધાશુદ્ધનું ઠેકાણું રહેતું નથી, એટલે સૂર્ય, ચંદ્ર, ગુર્વાદિ ગ્રહોની અપ્રીતિ થાય છે. તેનું ફળ આપે છે તે ભોગવવાં પડે છે.

દશમું કારણઃ—જ્ઞાતિમાં સ્ત્રીવર્ગનું ચલણ વિશેષ થયું છે. પહેલાંના પુરૂષો શાસ્ત્રજ્ઞ હતા તેમજ સ્ત્રીઓ પણ તેવી તેની આજ્ઞાંકિત, વિચારવાળી, સુશીળ તથા માર્ગસ્થ હતી. થોડામાં સંસાર ચલાવનારી, મેહેનતુ હતી. વૈભવી ન હતી. હાલની નબળી, વૈભવી, પ્રમાદી, અજ્ઞાની, કુવિચારી, ધણીને ધમકાવનારી. બીજી સ્ત્રીઓના ઘરેણાંગાંઠાં વસ્ત્રઆભુષણ જોઇ પોતાને કરનારી, તેથી ધણી ગમેત્યાંથી, ગમેતે રીતે લાવી કરીઆપે તેમાં રાજી રહેનારી, એવી થઇઓ. તેથી ધણીનું ઘરપ્રકરણી, સંસાર પ્રકરણી તથા રહેણી કરણી પ્રકરણી, કામમાં કાંઈ ચાલવા દે નહીં એવી થઇઓ, એટલુંજ નહીં પણ ધણીને કુચ્છંદમાં મદદ કરી પોતે કુચ્છંદ વર્તનારી તેથી ધણીથી કાંઈ બોલાય નહીં. એવી રીતે ઘરસંસારમાં સ્ત્રીઓ કર્તા હર્તા થઇઓ. તેથી પુત્ર પુત્રીના સુખનો તથા ભવિષ્યના સુખ સંપત્તિનો તથા ધર્મપાપનો લાંબો વિચાર ન કરતાં વૈભવ ભોગવવામાં મગ્ન એવી થઇઓ.

અગીઆરમું કારણઃ—ધણીખરી સ્ત્રીઓના ચલણ. કુવિચાર તથા લોભને લીધે તેઓમાના કેટલાક કન્યાવિક્રય કરવાનાં અઘોર પાપકર્મ કરવાને તત્પર થાય છે. સ્ત્રીઓના દોષ વિષે વૃદ્ધચાણાખ્ય ગ્રંથમાં શ્લોક છે તે નીચે પ્રમાણેઃ—

अनृतंसाहसंमाया मूर्खत्वमतिलोभता ॥
अशौच्यत्वंनिर्दयत्वं स्त्रीणांदोषाःस्वभावजाः ॥ १ ॥

અર્થઃ—જુઠું બોલવું, સાહસકર્મ કરવું, માયા દેખાડવી, મૂર્ખાઈ, અતિ લોભ, મલિનતા, નિર્દયપણું એ સ્ત્રીઓમાં જાતીદોષ છે. એ મુજબ સ્ત્રીઓ પુરૂષો સાથે લોભને મારે કન્યાવિક્રય કરે છે અને પોતાની સાત પેઢીને બટ્ટો લગાડે છે; તેમાં પુરૂષ પણ શામેલ થઇને નર્કાધિકારી થાય છે. કન્યાના વિવાહ મનુસ્મૃતિમાં ૧૦ પ્રકારના કહ્યા છે, તેમાં જે મળે તે આપી કન્યાદાન કરવું એ બ્રાહ્મયવિવાહ કહેવાય છે, તેથી ઉતરતા ગાંધર્વ, પિશાચી, રાક્ષસી વગેરે છે. તેમાં કન્યાના વિવાહ બદલ કાંઇ દ્રવ્યાદિ લેવું તે રાક્ષસી વિવાહ છે. તેના દોષ બહુ છે, તેમાં મુખ્ય શ્લોક નીચે લખેલા છે. મનુસ્મૃતિઃ—

कन्यपाविक्रयेनैव कर्त्तव्यक्तपिकेनचित् ॥
ब्राह्मणेनविशेषेण यत्कर्तायातिरौरवम् ॥ १ ॥

અર્થઃ—કન્યાવિક્રય કોઈએ કદિપણ કરવો નહીં. તેમાં વિશેષે કરીને બ્રાહ્મણે તો નાજ કરવો. કારણ કન્યાવિક્રય કરનાર રૌરવ નર્કનો અધિકાર પામે છે.

अल्पेनापिहिशुल्केन पिताकन्यांददातिय ॥
रौरवंबहुवर्षाणि पुरीषंमुत्रमश्नुते ॥ २ ॥

અર્થઃ—કન્યાનો બાપ કન્યા દેવા બદલ થોડા પણ પૈસા લે તો તે ઘણા વરસ લગી રૌરવ નર્ક ભોગવી ત્યાં રહ્યો રહ્યો મુતર અને વિષ્ટાનું ભક્ષણ કરે.

भक्षितंबाणुमात्रंयत कन्याविक्रयजंधनं ॥
सकुलंयंगृहीतारं नरकंनयतिध्रुवम् ॥३॥

અર્થ.—કન્યા વિક્રયથી મેળવેલું ધન કિંચિત માત્ર પણ જે કોઈ ભક્ષ કરે તે પોતાના કુટુંબ સહિત નિશ્ચે નરકે જાય છે.

એ રીતે કન્યા વિક્રયના દોષના ઘણાંએ વચન શાસ્ત્રમાં તથા વેદમાં છે. એતો નિશ્ચે છે જે તે ભક્ષણ કરનારના તથા તેમી સાત પેઢીના કુળના જીવ રૌરવ નરકમાં ડબકાં ખાયાં કરે છે. કન્યાના દામ શાવાસ્તે લે છે તેના કારણ, એકતો પૈસેટકે ખાલી થઈ ગયા હોય, ખાવાપીવા તથા વૈભવ ભોગવવાને જોઈએ તેટલું મળતું ન હોય, સ્ત્રી પુરૂષમાં અણબનાવ વગેરે હોય ત્યારે એવો ભક્ષ કરે છે. બીજું—પેહેલાં એવું કરનારનીજ નહી પણ માંડવ ખરચ લેનારની પણ બહુ નિંદા થતી અને તેના છોકરા પરણતા ન હતા પણ હવણાના કાળમાં નિંદા ન થતાં તેના છોકરા સારે ઠેકાણે વાંકડા સાથે પરણે છે તેથી લોકો ભય ન ધરતાં એવા (રૂધીર માંસરૂપી) ભક્ષ કરે છે. ત્રિજું—વિદ્યારૂપી ધન ન મળ્યું હોય તેથી સારાસારની સમજ ન હોય તેથી. ચોથું—આળશમાં કાળ ગમાવનારાને પરશેવો ઊતારી પેદા કરવાની ગતિ નહી હોય. એવાં એવાં કારણોથી કન્યા વિક્રય થાય છે. છેલ્લે ગરજાળી લોકો

જેને કન્યા મળવાના વાંધા હોય તે પડાપડી તથા ચઢાચઢી કરી ખરીદવા તૈયાર હોય તેથી પણ એમ બને છે. વળી કોઈને પુત્રીનીજ સંતતિ હોય અને પુત્ર* ન હોય તો તે નિંદાનો ભય ન ધરતાં કન્યાવિક્રય† કરી ભક્ષ લે છે.

ફળ—શાસ્ત્ર પ્રમાણે નરકના અધિકારી થાય છે; પોતાની દીકરીને તથા જમાઇને ધોળે દિવસે લૂટયાં એમ થાય છે. તે માટે સમજણાં થયે નિશાશા મૂકે છે અને કેટલીક વખત પ્રાણ ત્યાગ પણ કરે છે. પરદેશ જઈ પાછાં આવતાં નથી પછી તે દીકરીનો રાંડીરાંડ જેવો અવતાર થાય છે અને તે માબાપને ગાળો દે છે. એવું ચાણ્ડાલના જેવું કર્મ મોતામાં ઘણાજણ કરે છે.§ ઓરપાડ સરસમાં કવચિતજ થાય છે. એનું કારણ ત્યાં ઘણા ખરીદદાર નથી.

# પ્રકરણ ૫ મું.

## મોતાળા બ્રાહ્મણની સ્થિતિ સુધારવાના ઉપાય.

જો ઉપરના ૬ પ્રકરણમાં લખેલી રૂઢીઓ તથા રીવાજ પ્રમાણે તથા શ્રુતિ સ્મૃતિ શાસ્ત્ર પુરાણ વિરૂદ્ધ કુવિચાર અને અનીતિથી મોતાળા બ્રાહ્મણ ચાલ્યાં કરશે તો સ્થિતી સુધરવાની આશા નથી. પણ જો લોકો સૂધરવાનું મન ઉપર લેશે તો સૂચના કરવામાં આવે છે.

એ સૂચનાઓ કરવા પહેલાં દર્શાવવાની જરૂર દિસે છે જે બીજા બ્રાહ્મણ, વાણીયાં શુદ્રોની જ્ઞાતિના લોકો દેશકાળ, રાજરીત, શાસ્ત્ર ધર્મ એઓને અનુસરીને પોતાની રૂઢીઓ, રીવાજ, ચાલ, ધારા વગેરે

---

*પુત્ર હોય તો નિંદાથી તે પુત્રને પરણતાં જરા વાંધો પડે છે.

†કન્યા વિક્રય એટલે પશુ આદિ પેઠે વેચાણી ન હોય.

§કન્યા વિક્રયમાં ૫૦૦ થી ૧૦૦૦ રૂપીઆ લાગે છે એમ સંભળાયું છે.

ફરજંડા અને પોતાનાં ધંધા રોજગારમાં, વેપારવણજમાં, ખેતીવાડીમાં, રાજ્યાધિકારમાં, સંસાર કામમાં અને પોતાની રહેણી કરણી વગેરેમાં સુધરયા અને સુખી થયા.¶

૧ લી સૂચના.—બાળ વિવાહનો ધારો કાઢી નાખવો અને કન્યા કરતાં નીદાન આઠ વરસે મોટો વર જોવો.. આઠ વરસની માંહે કન્યાના વેહેવા તથા લગન કરવાં નહીં. તે વિષે શાઢાસાત વરસની ઊમરની કન્યા થાય ત્યાં સૂધી કન્યાદાન દેવાનો તથા વિવાહ કરવાનો માબાપને તથા કન્યાદાન લેનારને અધિકાર નથી. તે વિષે શાસ્ત્ર શ્રુતિ વગેરેના પ્રમાણ.

## शामवेद ब्राह्मण भागमां. मंत्र.

सोमोददद्गंधर्वायदगंधर्वोददद्गनये रहिंत्वपुत्रा ऽ श्चादग्निर्महतमथ्यो. इमाम्.

અર્થ.—૨॥ વર્ષની ઊમર થતાં સૂધી સોમ (ચંદ્ર) પતિ, બીજાં ૨॥ વર્ષ સૂધી ગંધર્વ, ત્રીજાં ૨॥ વર્ષ સૂધી અગ્નિ પતિ.× એટલે સાઢાસાત વર્ષની ઊમર થાય ત્યાં સૂધી કન્યા પરણાવવાનો અધિકાર કોઈને નથી. તે વખતે અગ્નિ પાસેથી (કાંઈ દાન આપી.) લેઈ છોડવીને પુરૂષ સાથે લગન થાય છે. એ રીતે પ્રમાણ છે કે સાઢાસાત વરસની ઊમર સૂધી કન્યા પરણાવવાનો તથા પરણવાનો કોઇને અધિકાર નથી.

વળી વેદમાં કહ્યા પ્રમાણે જ્યોતિર્વિદા ભરણમાં વિવાહ પ્રકરણમાં લખ્યું છે:—

सुधांशुगंधर्वकपीठयोनिभि : सखण्डसप्ताब्दवयोर्वतीमिमां ॥
भुंक्तेतिमुक्त्वांग्नियतंपतिंवरां जगादवेदोजगदेकसत्प : ॥१॥

¶ ઓદિચ્ય સહસ્ત્ર, ટોળકીઆ ઓદિચ્ય, નાગર છ જાતના, મોઢ છ જાતના, ખેડાવાળ, અનાવળા, રાયકવાળ, વડાદરા, પાટીદાર, બ્રહ્મક્ષત્રી, કણબીઓ, સુતર્ધાર, કુંભાર, ઘાંચી, કાયછ, ભાવસાર, વગેરે જુઓ. ×પતિ એટલે રક્ષણ કરનાર. જેમ પ્રજાનો પતિ રાજા તે રક્ષણ કરે છે. (સોમ) (ચંદ્રને અમૃત મુકવાની શક્તિ છે તે તેને સમય મૂકે છે. ગંધર્વને વાણી મૂકવાની શક્તિ તેથી તેને સમયે બોલતાં આવડે છે. તેમજ અગ્નિને બળ બુદ્ધિ વગેરે આપવાની શક્તિ છે.)

અર્થ.—કન્યાનાં ૨ા વર્ષ લગી ચંદ્ર ભોગવે, ૨ા વર્ષ ગંધર્વ, અને ૨ા વર્ષ અગ્નિ ભોગવે. એટલે ૭ા વર્ષની ઊમર થયા પછી પુરૂષને વરવા યોગ્ય થાય છે.

**વળી મુહુર્ત દીપક ગ્રંથમાં લખ્યું છે:** रेवत्यांस्थिरमंत्रमेति-

अष्टमेद्वादशेऽब्दे मासत्रयगतेसति ॥
विवाहंतत्रकुर्वीत गर्भमासंहिमिश्रणात् ॥१॥

અર્થ.—ગર્ભથી આઠમે વર્ષે અથવા ગર્ભથી ત્રણ માસ ભેળી ૧૨ વર્ષે વિવાહ કરવાની છૂટ છે.

વળી જ્યોતિર્વિદા ભરણમાં વિવાહ પ્રકરણમાં કહ્યું છે. શ્લોક ૧૫ મો.

नवमपूर्वसपादशग्त्रयग्विल्युगेषुखगेस्तुयथाबलै : ॥
शरसमेष्टसप्तमयो : कलौबलिभिरिष्टकग्श्चबरग्रह : ॥१५॥

અર્થ.—નવમાં વરસથી અગીઆરમાં વરસને ત્રણ માસ સુધી સત્ય, દ્વાપર, ત્રેતા એ ત્રણ યુગમાં ગ્રહબળ જોઈને વિવાહ કરવા. કલિયુગમાં આઠમે વરસે બલિષ્ટ ગ્રહ જોઇને કરવા. વળી કહ્યું છે. શ્લોક ૧૬ મો.

विसमवर्षपदूर्ध्वसमादिपान्ते यममादतमत्रतुहायनं ॥
परिणितावृषिभिर्वधुमानतो नपरतोनपरतोपरतोषकृत ॥१६॥

અર્થ.—ત્રણ માસ ને ૧૧ વર્ષ ઉપરાંત ૧૨–૧૩ વિષે કોઈ રૂપી ગોચર શુદ્ધિ ન જોવી. ચંદ્રમાનથી માસ ગણવા. બારમાં તેરમાં વરસમા પરણેલી સ્ત્રી પરતોષકૃત એટલે રજશ્વલા કહેવાય છે. શ્લોક ૧૭ મો.

भवतिसांघ्रिमहेश (११) समाधिका सपदियासततंहिकुमारिका ॥
गलितदानफलानुयथागुणे नुतदीमेहसिनापितिनोद्वहेत् ॥१७॥

અર્થ.—અગીઆર વર્ષ ને ત્રણ માસથી વધારે વર્ષની કન્યા કુમારિકાના તત્કાળ લગન કરવાં. સુમુહુર્ત જોવાં નહીં. કારણ કે તે કન્યાદાનનું ફળ નથી.

એ રીતે શાસ્ત્રોના વચન છે તે જો ઉલ્લંઘન કરીએ તો તેના ફળ જે દૈવકોપ તે તે થાય તેમાં નવાઇ જેવું તથા નશીબનો વાંક કાઢવા જેવું નથી.

વળી આઠ વરસની માહેની કન્યાનું તથા ૧૧ વરસની માહેના વરનું કાઠું કોમળ હોય છે. શરીરના અવયવો પ્રફુલ્લિત થયા ન હોય તેથી તેઓને રોગાદિ થવાના સંભવ વધારે હોય છે. વળી ૧૧ વરસની અંદરની વયનાં મરણ શેંકડે ૩૦ ને સુમારે થાય છે તે પરથી પણ સિદ્ધ થાય છે જે કુમળે કાઠે લગ્ન ન કરવાં. બીજું સૌ જાણે છે જે વરની ઉપર સંસાર સુખ દુઃખનો આધાર છે. વર રોગિષ્ટ, બુદ્ધિહિન છે કે કેમ તેની રહેણી, ચાલ ચલકત વગેરે કુમળી વયમાં દૃષ્ટિગોચર થઈ શકતાં નથી તે પંદર વરસ ઉપરાંત દિસી આવે છે, માટે જે વાતમાં આખી જીંદગી કાઢવાની તે અદૃષ્ટ ઉપર રાખવું એ સમજુ માણસને ઊચિત નથી. અદૃષ્ટ એટલે નહી દેખાયલું હોય તે, પણ આ વાતમાં ૧૫ વરસની ઊમર સુધી દેખાતું નથી ત્યાર પછીની ઊમરે દેખાય છે તો શા વાસ્તે જે દેખાતું નથી તે અદૃષ્ટ ઉપર બેસવું. ૧૫ વરસની ઊમર સુધી સારૂં ખોટું નીકળવાનું સમજાતું નથી અને તે ઉપરાંત દૃષ્ટિગોચર થાય છે તો આપણા હાથમાં જે સાધન છે તે ખોવું? બ્રાહ્મણ વાણીઆનું પંણેતર કાંઇ રોજ રોજ થતું નથી એવી કહેવત છે અને તે ખોટી નથી તેથી ૧૫ વરસની ઉપરાંતની ઊમરનો વર જોવો.

બીજી સૂચના.—ચાર ચાર વરસને આંતરે લગ્ન કરવાનો ચાલી છે તે કઢંગો છે, કારણ કે એ ચાલથી નાના નાના છોકરાંનાં લગ્ન કરા દવાં પડે છે.* તે છોકરાં કાંઇ સમજતાં નથી અને કોઈ વખતે જમણા હાથને બદલે ડાબો હાથ ઝાલે છે અને કન્યાદાન વિધિ થયાં પેહેલાં છોડી દે છે અને નિદ્રાવશ થઇ જાય છે, ત્યારે વિધિ તેના માબાપ કે ગોર કરે છે તે કેવું ખોટું. એ સમજુ માણસને વિચાર કરવા જોગ છે, એથી ઉપર કહ્યા પ્રમાણે ફળ, દૈવ કોપ થાય છે, તેથી ઘણા રંડાય છે.

---

* એ ચાલ ઘણા જુના વખતથી ઘરડાઓએ પાડેલો છે. તે વિષે કોઇ પૂછશે જે ઘરડા શું ગાંડા હતા? ના, તે ઘણા ડાહ્યા હતા અને તે ચાલ તે કાળને અનુસરતો હતો, પણ આજને કાળે અનુસરતો નથી. કેમકે મુસાફરી કરવી કઠણ નથી તેમ ભય ભરેલી પણ નથી.

ત્રીજી સૂચના.—હાલમાં નાની વયમાંજ વેહેવા (વેશવાલ) કરી મૂકાય છે તેથી દોષમાં પડવું પડે છે અને નાની વયના છોકરાં પરણાવવાં પડે છે. તેમ ન કરવું. નિદાન આઠ વરસની કંન્યા થયા વગર વેહેવા કરવા નહીં કે ચંદ્ર, ગંધર્વ અને અગ્નિ વર ગણેલ* તે વખત બીજાને વર ગણી દોષમાં પડવાનું થાય છે તે ન થવાય. એ રીતે ૮ વરસની વય થયા પછી વેહેવા કરી જ્યારે ફાવે ત્યારે શુભ ગ્રહ તથા જન્માક્ષરથી દશા તથા શુભ લગ્ન તથા સારૂં વરસ જોઈ લગ્ન કરવાં. ચાર ચાર વરસના ચાલનો બાધ ન ગણવો.

ચોથી સૂચના.—કુળા કુળ એટલે શું? જેના બાપદાદા સારી વિદ્યા, સારાં કામ, સારાં પરાક્રમ કરી રાજ્યાશ્રય મેળવી ગએલા તે કુલિન અને જેઓ દુર્ગુણી, ચોરી કરનારા, વ્યભિચારી, નિર્લજ્જ, હત્યા કરનારા, જુઠા, ખોટી સાક્ષી પુરનારા, વિશ્વાસ ઘાતકી, ભૃણહત્યા કરનારા, શૌચાશૌચના વિધિનિષેધ ન પાળનારા, જે સંસાર રીત પ્રમાણે ન વર્ત્તી અન્ય વૃત્તીથી હલકી રીતે વર્ત્તનારા વગેરે તે અકુલિન. તે વિષે કુલાકુલની સમજણ કહી છે તે પ્રમાણે સમજવું. પૃથ્વીની ઊત્પત્તિથી કુળાકુળનો ભેદ ન હતો તે પછી જેવી જેની રહેણી કરણી તે પ્રમાણે કુળ બન્યાં. જેની શાસ્ત્ર પુરાણોથી ઊલટી રીત તેનું અકુલ ગણાયું પણ તેજ કુળની રહેણી, કરણી, પરાક્રમ, વગેરે સારાં થાય તો તે કુલિન થતા. રાજમાન્ય થતાં તો તે કુલિન ગણાતાં. અંગ્રેજી રાજનીતિ થયાથી એ રીતનો વિચાર રહ્યો નહીં. ખાવાપીવાના જેને શાંશાં, જે નઠારાં કર્મ કરી પેટ ભરે અને જે ગમે તેવાં કર્મ કરે તોપણ તેનાં કુળને લાંછન લાગે તો તે કુળ શા કામનું. માટે જેની જેવી યોગ્યતા તેવાં તેનાં કુળ ગણવાં. એ ખરો રસ્તો છે. તે વિષે વૃદ્ધચાણાખ્યના નીતિના ગ્રંથમાંનો એકજ શ્લોક નીચે લખ્યો છે:—

नजारजातस्यललाटशृंगं कुलप्रसुतस्यनपाणिपद्मं ॥
यदायदामुन्च्यतिवाक्यबाणं तदातदाजातिकुलप्रमाणं ॥१॥

અર્થ.—જાર જાતને માથે શિંગડું હોતું નથી, કુળવાનની સંતતીને હાથે પદ્મ નથી હોતું, પણ જેવાં જેવાં વાક્ય કાઢે તેવાં તેવાં તેની જાત કુળ જાણવાં. કુળ વિષે ઘણા પ્રમાણના શ્લોક છે તે લખતાં પા-

૨ આવે નહીં તેથી મારા કન્યાની અછત વિષેના નિબંધના છપાએલા ગ્રંથમાં જોવું.

પાંચમી સૂચના.—કન્યાવિક્રય કરવાના આમાં જે દોષ લખ્યા છે તે સમજી તે ચાલ બંધ કરવો. કદાચિત કોઈ ગરીબ અવસ્થામાં હોય તો તેણે માંડવ ખરચ લેઇ કન્યાને બ્રાહ્મ્ય વિવાહ દાખલ દઈ વદાય કરવી. કન્યા વિક્રય કરનારને તથા લેનારને સજા કરવાના ન્યાતે ધારા બાંધવા.

મોતાળા બ્રાહ્મણો પૂર્વે વિદ્યાવૃદ્ધિમાં બહુ આગળ પડતા. હાલમાં પાછળ પડી ગયા છે, તો તેઓમાં વિદ્યાવૃદ્ધિ થાય એવા ઊપાય યોજવા. ન્યાતના સારા હોંશીયાર, ડિગ્રી મળે તેવા થાય, માટે ન્યાતનું ફંડ કરી તેવાઓને તેમાંથી મદદ કરી ઊત્તેજન આપવું. જે સારા વિદ્વાન થાય તેઓને સન્માન, પ્રતિષ્ઠા તથા પદ્વી આપવી. જેઓને રાજ્ય તરફથી પદ્વી મળે તેઓની કુલિનતામાં વધારો કરવો. જેઓ ન્યાતિના લોકોને સુવિદ્વાન, સદાચરણી કરવામાં તથા સમાર્ગે લગાડવામાં મદદ કરે તેઓની આબરૂમાં યોગ્ય વધારો કરવા માટે ન્યાત તરફથી ધારા બાંધવા. જેઓને અખંડ, બાંધી પેદાશ, તેના કુળનો અંદાજો બાંધવો. વિદ્યાવૃદ્ધિ થવા માટે જે વિદ્યાભ્યાસીને ન્યાતિ ફંડમાંથી પૂરૂં નહીં પડે તેમ હોય તો ન્યાતિની એક બેંક સ્થાપી તેમાંથી તેને થોડે વ્યાજે નાણાં ધીરવાં અને તેના ધારા બાંધવા કે તે કમાતો થાય ત્યારે આટલે વરસે વ્યાજ સુધ્ધાં તે બેંકને ભરી દે.

વિદ્યા વૃધ્ધીમાં આજને સમયે મોતાળા બ્રાહ્મણ પાછળ પડી ગયા છે, તેજ રીતે આગળ પડે તોજ મોતાળા બ્રાહ્મણની સ્થિતિ સારી થાય. જૂઓ સાંપ્રતકાળે બ્રહ્મક્ષત્રીની ન્યાત નાની છતાં કેટલી આગળ વધી છે.

છઠ્ઠી સૂચના.—ઓરપાડ સરસના ન્યાતવાળાઓ અને મોતાવાળાઓ એમાં હાલ કન્યા વેહેવાર બંધ પડયો છે તેના કારણ તપાસિ તે નાસ્તિ કરી તે પાછો ચાલુ રાખવો, કે કન્યા લેવા દેવાનો વિસ્તાર વધેથી સારા ભણેલા ગણેલા, સદ્ગુણી અને સકમાઇ કરનારા વર મળે.

૭ મી સૂચના.—મુંબઈમાં ઘણુંખરૂં રહેવાનું થાય છે. તેઓ

પોતાના વતનના ગામમાં શુભાશુભ કાર્ય કરી પ્રકરણ વશાત ખરચ કરે છે, તે જ્યાં ફાવે ત્યાં (મોટો જથો હોય ત્યાં ) કરે એવો ધારો બાંધવો. પોતાના વતનમાં કરવો હોય તો પછી જ્યારે અનુકુળ આવે ત્યારે કરે; એ વિષે ધારા બાંધવા.

૮ મી સૂચના.—વસ્ત્રાલંકારમાં બહુ નાણાં રોકવાં નહી, કેમકે તે વધવાને બદલે ઘસારાથી ઊલટાં ઘણી ઓછી કીમતના થઇ જાય છે. પણ એવાં સુરક્ષિત સ્થળમાં તથા વસ્તુમાં રોકવાં કે તેમાં તેની મૂળ પુંજીમાં વધારો થઇ શતગુણિત ફળ પ્રાપ્ત થવાનો સંભવ હોય.

૯ મી સૂચના.—કોઇપણ માણસે શરીરે, બુધ્ધિએ, કર્મે, ચાલતાં સૂધી નિરૂધમી ન રહેવું અને ભિક્ષાનો ધંધો ન કરવો. બ્રાહ્મણના ષટ્કર્મ જે પ્રકરણ ૧ લામાં વર્ણવ્યાં છે તે રીતે પ્રાપ્તિ કરવાને હરકત નથી. દ્વિજ શૂદ્રાદિ વર્ણના ઊધ્ધાર, સદ્ગતિ સુવિચાર વગેરે થવાને સદુપાય તથા સધ્ધર્મ કરી બ્રાહ્મણના જે ધર્મ કહ્યા છે તે રીતે દાન, ભિક્ષા, ધર્મ લેવાને હરકત નથી. પણ માગણ થઇ ઘેર ઘેર ભિક્ષા માગવી નહીં.

૧૦ મી સૂચના.—ન્યાતના ગરીબ, અનાથ, અપંગ જેનાથી કાંઇ કામ થઇ શકે નહીં અને જેને સાહ્ય થવાને કોઇ સગાં ન હોય તેને માટે અનાથાશ્રમ કરવો, તેમાં તેઓને રાખી તેઓને વાસ્તે અન્ન વસ્ત્રનો બંદોબસ્ત કરવો.

૧૧ મી સૂચના.—ન્યાતિના લોકોને માટે વિદ્યાશાળા, પુસ્તકશાળા, ઔષધશાળા, ધર્મશાળાઓ સ્થાપવી. તે ચાલવા માટે પ્રસંગોપાત નાણાં ભરાય તેમ કરવું.

૧૨ મી સૂચના.—નાનાં છોકરાંઓને ધર્મની કેળવણી મળવા માટે શાળા સ્થાપવી અને મોટાંઓને ધર્મશાસ્ત્ર, સમજવા સદોપદેશ તથા સદ્બોધ થવા ન્યાત તરફથી સદ્ગુણી સાધુ (સર્વ રીતે સારા) પુરૂષો પાસે સદાદિત બોધ થાય તેવા રાખી બંદોબસ્ત કરવો. અનાથને પણ ધર્મનો બોધ, સદ્ગતિ થવા કરાવવો. અને મનુષ્યના ષડ્રીપુ, કામ, ક્રોધ, લોભ, મદ, મોહ ને મત્સર ન રહે તેમ થવા ઉપાય યો-

જવા. એવી રીતના નાણાની ગરજ પડે તેવાં કામને મદદ કરવાને દરેક કાર્ય પ્રસંગે (શુભાશુભે) અમુક દાપું ન્યાતને આપવામાં આવે એવો ઠરાવ કરવો.

૧૩ મી સૂચના.—બ્રાહ્મણ ધર્મમાં નિર્મળતા રાખવાના નિયમ સારા છે તેમાના કેટલાએકનો ભંગ થયો છે. જેમકે જંગલ જવું, તે તેમ ન થતાં ઘરની પાસે નજીકમાં જાજરૂ થાય છે અને તે સાફ થવાના ઈલાજ થતા નથી. એવી રીતની અશૌચતામાં સુધારો થવાના ઉપાય કરવા અને અન્ન વસ્ત્રાદિમાં વિશેષ સુચળતા તથા ચોખ્ખાઇ રાખવી.

૧૪ મી સૂચના.—ઊદ્યમ વડે જેનું અન્ન ખાવું, એટલે નોકરીમાં હોય તો જેની નોકરી કરવી તેના વાસ્તવિક લાભ ઉપર નજર રાખવી તથા નીમક હલાલીથી, વિશ્વાસુપણાથી તથા સત્યતાથી તે કરેવી અને ખોટાઈ તથા ચોટ્ટાઈ કરી તેની ગુપ્ત વાત બાહાર કહેવી નહીં.

એ રીતે મોતાળા બ્રાહ્મણની સ્થિતિ સુધારવાના ઉપાય સંક્ષેપે કહ્યા છે. એ સીવાય બીજા ઘણા છે તે લખતાં પાર આવે નહીં માટે થોડામાં પતાવ્યું છે.

**કશાડા** બ્રાહ્મણો, જેઓએ પોતાની ૪ કન્યા મોતાના મોતાળા બ્રાહ્મણોમાં દીધી તેઓની સંક્ષેપે કથા પૂરવણીમાં જૂઓ.



# પૂરવણી અ

**श्रीगणेशायनमः॥** अथ तापी महात्म्ये **श्री रामेश्वर मुक्तेश्वर** प्रभाववर्णनो नाम द्वाविंशतिमोध्यायः॥

स्कंदोवाच ॥ यत्ररामसरोवत्स बाणवातेनचाभवत् ॥
तत्रस्नात्वानरोयाति ब्रह्मलोकमसंशयं ॥ १ ॥

અર્થ.—તાપી પુરાણ મહાત્મ્યમાં રામેશ્વર મુક્તીશ્વર પ્રભાવ નામનો ૨૨ મો અધ્યાય. સ્કંદ કહે છે. હે પુત્ર, રામને બાણે કરીને કુંડ (તળાવ) થયો છે, તે ઠેકાણે જે ન્હાય તે બ્રહ્મ લોક નિઃસંશય પામે. ॥ ૧ ॥

पतनादत्रवैयेषां मरणंपुत्रजायते ॥
तेदेवराजपूज्यत्वं सदागच्छंतिनिश्चयात् ॥ १ ॥

અર્થ.—હે પુત્ર, જેના પતનથી એ ઠેકાણે મરણ પામે તે નિશ્ચે દેવના તથા રાજાના પૂજ્યત્વને સદા પામે. ॥ ૨ ॥

कुर्वंतियेसपदिरामगिरौनरौघा आनंदनिर्भररसाःपतनंचिराय ॥
तेकार्तिकेयभुविपापरतासृदैव नूनंभवांतरशतैर्नजहातिलक्ष्मी ॥३॥

स्कंदोवाच ॥

અર્થ.—હે કાર્તિક, જે નરોના સમુદાય આનંદના ભરરસથી સદાના સુખ માટે રામગીરી ટેકરીના પગ પાસે પતન કરે (પગે પડે) તેની લક્ષ્મી નિશ્ચે તે પાપરહિત થઈ શેંકડો ભવ સુધી જતી નથી. ॥ ૩ ॥

कथंरामसरोनाथ अत्रपापहरंशुभं ॥
एतन्मेविस्तरेणैव कथ्यतामादिभैरव ॥ ४ ॥

અર્થ.—હે નાથ, જે રામ સર પાપ હરનારૂં એવું તે કેવું તે મને વિસ્તારીને કહો. ॥ ૪ ॥

रुद्रउ० ॥ पंचक्रोशांतरेवत्स राघवोत्रपुरागमत् ॥
दुष्टभावविनिर्मुक्तो दशाननवधातुरः ॥ ५ ॥

અર્થ.—હે પુત્ર, આ ઠેકાણે પાંચ કોશને અંતરે પૂર્વે રામ આવ્યા ત્યાં દશ માથાંનાં રાવણનો વધ કરનાર રામના દુષ્ટ ભાવ મુક્ત થઈ ગયા. ॥૫॥

रामःशांतमनोदृष्ट्वा विस्मयेनसमन्वितः ॥
सुमंतंचद्विजश्रेष्ठं पपृच्छाश्रमवासिनं ॥ ६ ॥

અર્થ.—શાંત મન દેખીને રામ ત્યાંના આશ્રમમાં રહેલા સુમંત નામે ઊત્તમ દ્વિજને વિસ્મયભેર પૂછવા લાગ્યા. ॥ ૬ ॥

रामो० ॥ द्विजेशमहदाश्चर्यं दृष्ट्वाचात्रमयाधुना ॥
दुष्टभावमनोमेद्य मुक्त्वामोक्षायगच्छति ॥ ७ ॥

અર્થ.—હે દ્વિજેશ, મારો દુષ્ટ ભાવ મુક્ત પામ્યો જોઈ, મને અત્રે મ્હોટું આશ્ચર્ય લાગે છે. ॥ ૭ ॥

सुमंतउ० ॥ पंचकोशान्तरे वत्स विद्यतेभानुजासरित् ॥

अत्रतस्या : क्षमाबोयं यत्तेमोक्षेस्थितंमन : ॥ ८ ॥

અર્થ.—હે વત્સ, પાંચ કોશને અંતરે તાપી નદી (ભાનુજા) છે તેના મહાત્મ્યે મન સ્થિર થયું છે. ॥ ૮ ॥

श्री रामउ० ॥ यद्येवंमुक्तिदाविप्र विद्यतेत्रसरिद्वरा ॥

दानंकिमत्रमेदेयं तन्ममाचक्ष्वविस्तरात् ॥ ९ ॥

અર્થ.—હે વિપ્ર, એવી મુક્તિ આપનારી ઊત્તમ નદી અત્રે છે તો મારે અત્રે શું દાન આપવું તે મને વિસ્તારીને કહો. ॥ ૯ ॥

मुनिरु० ॥ धगाश्वगजरत्नानि हेमरुप्यादिकानिच ॥

द्विजेभ्योवत्सदानानि देयानिविविधानिच ॥ १० ॥

અર્થ.—હે વત્સ, ભોંય, ઘોડા, હાથી, રત્ન, સોનું, રૂપું ઇત્યાદિ બ્રાહ્મણોને દાન વિવિધ પ્રકારે આપવું. ॥ ૧૦ ॥

श्री रामउ० ॥ क : क्षमोदानमादातुं भवंतंचविनामुने ॥

द्विजमन्यंनपश्यामि एतस्मिन्‌काननेधुना ॥ ११ ॥

અર્થ.—હે મુની, તમારા વગર આ જગાએ હમણા બીજો બ્રાહ્મણ દિસતો નથી, માટે દાન લેવાને આ વનમાં કોણ શક્તિવાન છે? ॥ ૧૧ ॥

सुमंतोउ० ॥ नभोगेच्छास्तिचास्माकं शुष्कपत्र *फलाशिनां ॥

किंदानैर्विभवैः कार्यं यतचित्तेंद्रियात्मनां ॥ १२ ॥

અર્થ.—અમારે સુકા પાંનડાં, ફળ ખાનારને ભોગની ઇચ્છા શી? જેણે ચિત્ત, ઇંદ્રિઓ સંજમન કર્યાં છે તેને દાને કરી વૈભવ કરવાનું શું કામ. ॥ ૧૨ ॥

विमुक्ताविषयाशक्तिः परब्रह्मकृतास्पदाः ॥

मुमुक्षुःसमवृत्तिश्च कोहिदानमभिप्सति ॥ १३ ॥

અર્થ.—વિશયાશક્તિથી મુક્ત, પર બ્રહ્મને પામવાની ઇચ્છા રાખનારા, જેને સમવૃત્તિ, તે શું દાન લેવાની ઇચ્છા રાખે? ॥ ૧૩ ॥

---

* બીજી પ્રતમાં જલાશિનાં છે.

श्री रामउ० ॥ अत्रनाथनपश्यामि द्विजान्दानक्षमान्भुवि ॥
द्वतिमेमानसंनुनं सशोकंवर्त्ततेधुना ॥ १४ ॥

અર્થ.—હે નાથ, આ ઠેકાણે દાન લેઈ શકે એવો બ્રાહ્મણ દિસતો નથી, તેથી મારાં મનને શોક થાય છે. ॥ ૧૪ ॥

मुनिरु० ॥ ध्यानेनसंविक्ष्यद्विजान् समागतान् हिमालयाद्वात्तपनिजलेष्व ॥
आत्रेयगार्गादिवराल्निकाम मादिष्टानिष्टफलप्रदांश्च ॥१५॥

અર્થ.—ધ્યાને કરીને જણાય છે જે હિમાલયથી અત્રી પુત્ર ગર્ગાદિ સૂધીના નિરપેક્ષ રૂષિઓ ઈષ્ટફળ આપનારા એવાં તાપી જળને વિષે આવ્યા છે. ॥ ૧૫ ॥

ततः सहनुमान्वीर स्तापीतीरमगाद्रुतं ॥
प्रेरणाद्रामचंद्रस्य ग्रहितुंद्विजपुंगवान् ॥ १६ ॥

અર્થ.—એટલે રામચંદ્રની પ્રેરણાથી મોટા દ્વિજોને લાવવાને હનુમાન વીર તાપી તીરે ગયો. ॥ ૧૬ ॥

दृष्ट्वाप्रणम्यतान्विप्रान् जगादहनुमान्वच : ॥
प्रहृष्टः प्रांजलिभूत्वा प्रश्रेयावनतोभृशं ॥ १७ ॥

અર્થ.—હનુમાન ગયો અને વિપ્રો જોઈને ખુશીથી નમસ્કાર કરી આદરથી બોલ્યો. ॥ ૧૭ ॥

हनुमानुउ० ॥ आगच्छंतुद्विजश्रेष्टा राघवोवोर्चयिष्यति ॥
तपत्यापंचक्रोशांते सुमंतस्याश्रमेशुभे ॥ १८ ॥

અર્થ.—અહો શ્રેષ્ટ દ્વિજો, તાપીથી પાંચ કોશને અંતરે સુમંત રૂશીને સારે આશ્રમે આવો ત્યાં રાઘવ તમારૂં પૂજન કરશે. ॥ ૧૮ ॥

विप्राउ० ॥ किंप्रयोजनमस्माकं राघवेणमहात्मना ॥
निवृत्ताविषयाशक्ति× मनोमोक्षेप्रवर्त्तते ॥ १९ ॥

અર્થ.—વિષયાશક્તિથી નિવૃત્તિ પામેલા, મન મોક્ષને વિષે પોરવાયલું એવા જે અમે તેનુ મહાત્મા રામને શું પ્રયોજન. ॥ ૧૯ ॥

× બીજી પ્રતમાં સક્તિ છે.

किंदानैः किंचभोगैश्च स्थानैश्चबहुभैश्चकिं ॥
वन्यपत्रांबुवृत्तिनां मुक्तिमार्गेमुपेयुषां ॥ १० ॥

અર્થ.—જે વન પત્ર પાણી વડે રહેનારા, જે મુક્તિમાર્ગની ઉપાસના કરનારા એવાઓને દાન, ભોગ, ઘણા સ્થાન લઇને શું કરવું! ॥૨૦॥

હનુમાનઉ॰ ॥ भक्तांमानसंविप्रा मोक्षेपियदिगच्छितं ॥
तथापिरामचंद्रस्य॰ वचोप्यंत्रावधार्यतां ॥ ११ ॥

અર્થ.—જો તમારૂં મન મોક્ષને વિષે હોય તોપણ રામચંદ્રનું વચન મનમાં ધરવું. ॥ ૨૧ ॥

नोचात्रभक्तांपार्श्वे तपत्या उत्तरेतटे ॥
तिव्रानलंनिवेश्यामि अकृतार्थोनयाम्यहं ॥ ११ ॥

અર્થ.—જો તમે ન માનો તો તાપી કાંઠે મોટો અગ્નિ કરીશ અને અકૃતાર્થ થયાથી તમારી નજીક તેમાં જંપલાવીશ. ॥ ૨૨ ॥

तस्यसत्वाधिकंदृष्ट्वा मानसंवानरस्यच ॥
सर्वेदयान्वितास्तस्थुः स्वामिसेवापरस्यच ॥ १३ ॥

અર્થ—તે વાંનરનું સ્વામી સેવા પર અધિક સત્વવાળું મન જોઇને સર્વે દયાવાન થયા. ॥ ૨૩ ॥

तत्रतथेतिजल्पंतः सर्वेविप्रामुदान्विताः ॥
तापीजलार्द्रगात्राश्च तस्थुः पार्श्वे हनुमतः† ॥ १४ ॥

અર્થ.—સર્વે વિપ્રો તાપી જલે ભીનેલા ખુશી થઈ વારૂ, એમ કહી હનુમાન પાસે આવી ઊભા રહ્યા. ॥ ૨૪ ॥

ततः सहनुमानविर श्चंडवेगपराक्रमः ॥
विचिंत्यरामवाक्यंच ऊडीत्यागमतत्परः ॥ १९ ॥

અર્થ.—એટલે તે હનુમાન વીર જેનો વેગ તથા પરાક્રમ મોટો ને રામ વાક્ય મનમા ધરીને ફલંગ મારી આવવાને તત્પર થયો. ॥ ૨૫ ॥

---

† આ શ્લોક બીજી પ્રતમાં નથી.

काश्चिद्विधृत्यहस्तेन स्कंधेकाश्चिन्निवेश्यस: ॥
काश्चित्पुच्छेविधृत्याशु रत्पपातनभोहरिः ॥ २६ ॥

**अर्थ.**—કેટલાકને હાથ પર, કેટલાકને ખાંધ પર, કેટલાકને પૂછડાં પર બેસાડી તે વાંદરો આકાશ માર્ગે ઉડ્યો. ॥ २६ ॥

मुमोचरामपार्श्वेतु वन्हितुल्यान्द्विजोत्तमान् ॥
ततोरामोपिवैतेषां लुठनूपादांबुजानिव ॥ २७ ॥

**अर्थ.**—વન્હિ જેવા તેજસ્વી ઊત્તમ દ્વિજોને રામની પાસે મૂક્યા, એટલે રામ પણ તેમના હાથ પગ ધોવા લાગ્યા. ॥ २७ ॥

मगादप्रश्रयोपेतं वाक्यंवाक्यविदांवर: ॥

**अर्थ.**—આવ્યા પછી જેજેકાર કરી આ પ્રમાણે ભાષણ થયું.

**श्री रामउ०** ॥ अत्रतापीप्रभावेन विमुक्तंदुष्टभावत: ॥
मानसंविद्यतेविप्रा दानंमेगृह्यतामत: ॥ २८ ॥

**अर्थ.**—અહો વિપ્રો, આ તાપી પ્રભાવે કરીને દુષ્ટ ભાવથી મન મુક્ત થયું છે. માટે મારાં દાન લો એવી મારી ઈચ્છા છે. ॥ २८ ॥

रामवाक्यंतदाविप्रा: नापनोदितुंक्षमा: ॥
तथेतिचाब्रुवनसर्वे मुक्तिमार्गोपदेशिनः ॥ २९ ॥

**अर्थ**—ત્યારે વિપ્રો જે મુક્તિ માર્ગના ઉપદેશની ઇચ્છાવાળા, તેઓ રામના વચનનું અપમાન કરવાને અસમર્થ, તે બોલ્યા જે ઠીક. ॥ २९ ॥

ततोरामोपिबाणेन कृत्वारंध्रान्वितांमहिं ॥
सरश्चकाररामाख्यं भुक्तिमुक्तिफलप्रदं ॥ ३० ॥

**अर्थ.**—એટલે રામે બાણે કરી ભોંયમાં ધેરા કરી કુંડ કરચો તે કુંડ રામ કુંડ નામે ભુક્તિ મુક્તિ આપનારો પ્રખ્યાત થયો.

प्रक्षाल्यपादयुग्मानि ददोदानान्यनेकश: ॥
त्रेतायांरामचंद्रेण स्थापिताश्चद्विजोत्तमा: ॥ ३१ ॥

અર્થ.—બેઊ પગ ધોઈને અનેક દાન આપ્યાં અને ત્રેતાયુગમાં ઊત્તમ દ્વિજોની સ્થાપના કરી. ॥ ૩૧ ॥

अष्टादशसहस्राश्च मुक्तिस्थानेद्विजोत्तमाः ॥ ३१ ॥

અર્થ.—બરાબર અઢાર હજાર બ્રાહ્મણ મુકિતસ્થાને સ્થાપ્યા. ॥૩૧॥

तेषां पादोदकात्गंगा संजाता मुक्तिदासांतु ॥

तत्रग्रामोपरि वासं चकार गुरुसंयुत: ॥ ३२ ॥

અર્થ.—તેઓના પગ ધોયાના પાણીથી ગંગા નદી થઈ તે મુકિતદા નદી, ત્યાં રામ પણ સેના સાથે વાસ કરતા થયા. ॥ ૩૨ ॥

अर्चयामासमुक्तिशं लिंगंमोक्षप्रदंपरं ॥

कादंबबिल्वप्रसूनै र्धात्रीआम्रफलैस्तथा ॥ ३३ ॥

અર્થ.—મુક્તીશ લીંગ જે મોક્ષ પરંપદને આપે તેવું તેની અર્ચના તથા કાદંમ, બિલ્લી તથા ધંતુરા આંમળી ફુલથી પૂજા કરી. ॥ ૩૩ ॥

मृगनाभिसुगंधेन चंदनैर्मलयोद्भवै:¶ ॥

जलैरामसरोभूतै तोषयामासरवंदा ॥ ३४ ॥

અર્થ.—કસ્તુરી, સુખડ, મળીઆગરૂ વતે તથા રામકુંડના જલ વતે સુગંધીદાર લેપન કરી તૃપ્ત કરતા થયા. ॥ ૩૪ ॥

रामोपितत्रसद्योवा भक्तिभावसमन्वित: ॥

जात: संतुष्टचित्तोपि सुमंतस्योपदेशत : ॥ ३५ ॥

અર્થ.—સુમંત રૂશીના ઉપદેશથી તુરત ભકિતભાવ પામી રામ પણ સંતુષ્ટ ચિત્તવાળા થયા. ॥ ૩૫ ॥

रामेश्वरंचसंस्थाप्य भवान्तरमलापहं

सर्वदासिद्धिदंपुंसां निःकामंपापकर्मणां ॥ ३६ ॥

અર્થ.—રામેશ્વર જે ભવભવના પાપ નાશ કરનારા સર્વદા સિદ્ધિ

¶ એ પછી બીજી પ્રતમાં બે શ્લોક વધારેલા છે તે પાછળ લખ્યા છે.

આપનારા નિઃકામ દેનારા તથા પાપકર્મથી મુક્ત કરનારા એવા દેવ તેની પણ સ્થાપના કીધી.

ततोच्चप्राप्तवानूराम: अपृच्छंतद्विजोत्तमं ॥

चकारपिंडदानंच्च रामकुन्देचपुत्रक ॥ ३७ ॥

અર્થ.—ત્યારે રામચંદ્રે ઊત્તમ દ્વિજોને પૂછ્યું ને પિંડદાન કર્યું. ॥૩૭॥

ततोम्बरेभवेद्वाणि राज्ञोदशरथस्यच ॥

प्राप्तोहतवपुत्रात्र परात्परतरंपदं ॥ ३८ ॥

અર્થ.—એટલે આકાશમાંથી દશરથ રાજાની આકાશવાણી થઈ જે હે પુત્ર અત્રે હું પરાત્પર પદ ( મોક્ષ પદ ) પામ્યો. ॥ ૩૮ ॥

दुष्टभावविमुक्तस्य पिंडदानेननिश्चयात् ॥

અર્થ.—પિંડદાને દુષ્ટભાવની મુક્તિ થાય.

रामेश्वरंचमुक्तीशं नरोसाविश्यपातकत् ॥

निश्चयात्मुक्तिमभ्येति कार्तिके[illegible] ॥ ३९ ॥

અર્થ.—જે માણસ પાપ કરીને પણ કાર્તિક માસમાં [illegible] રામેશ્વર તથા મુક્તેશ્વરના દર્શણ કરે તેને [illegible] મુક્તિ મળે. ॥ [illegible] ॥

यःकार्तिकेपापि[illegible] ॥

हस्तेनसंस्पर्श[illegible]पवित्रितांग: [illegible] ॥ ४० ॥

અર્થ.—જે પાપબુદ્ધિવાળો માણસ કાર્તિક માસમાં [illegible]ઈશ્વર તથા મુક્તેશ્વરના દર્શણ કરે અને હાથવડે પવિત્ર અંગનો સ્પર્શ કરે તે તેનાં સાત કુળને તારે. ॥ ૪૦ ॥

विदार्यपर्वतंचात्र चक्रेणामसर : सुत ॥

अनंतंहिजलंतत्र कुर्मपृष्ठाद्विनिःसृतं ॥ ४१ ॥

અર્થ.—હે સુત, એ ઠેકાણે રામે ચક્ર મારી પર્વત ફાડયો એટલે કાછબાની* પીઠમાંથી અનંત જળ નીકળ્યું. ॥ ૪૧ ॥

---

* આ પૃથ્વીને કાચબાનો આધાર છે તેની નીચે અથાગ પાણી છે એવી કથાછે.

ततोगमकृतार्थोभू तुष्टाश्चनिजपूर्वजाः

अत्रनुनंना: स्नानानात नभूयस्तनपोभवेत् ४१

અર્થ.—એટલે પોતાના પૂર્વજોને તૃપ્ત કરી રામ કૃતાર્થ થયા. હવે આ ઠેકાણે જે કોઇ સ્નાન કરે તેને દૂધ ધાવનારો અવતાર ન થાય. ( મોક્ષને પામે )

આશ્લોક બીજી મતમાં નથી.

येशृ वंतिकथांदिव्यां मुक्तिश्वरप्रभावजां ।

तेनंसुक्तमुक्तिश्च नात्रकार्याविचारणा ४२

અર્થ.—જે કોઈ મુક્તિશ્વર પ્રભાવની આ દિવ્ય કથા સાંભળે તે નિ:સંશય મુકિત મુકિત પામે ॥ ४३ ॥

इतिश्री स्कंदपुराणे तापी महात्म्ये व्याघ्रेश्वर मुक्तिश्वर रामकुंड प्रभाव:

અર્થ.—સ્કંદપુરાણે તાપી મહાત્મ્યમાં વ્યાઘ્રેશ્વર, મુક્તીશ્વર અને રામકુંડ પ્રભાવની કથા છે.

मोक्तिक ब्राह्मण शंभुनाथ सुत राव साहेब पदोपनाम्ना मयारामेण स्वजनोपकारार्थे रचितेदं पुस्तकं. संवत् १९४६.

અર્થ.—આ પુસ્તક મોતાળા બ્રાહ્મણ શંભુનાથના પુત્ર રાવ સાહેબ પદ ધારણ કરનારા એવા મયારામે રચ્યું. સંવત્ ૧૯૪૬. અને ૧૮૯૦.

# સમાપ્ત.

**સમાપ્ત.**

પૂરવણી **ड.** (બીજાં પાના જૂદામાં જૂઓ.)

પૂરવણી **उ.** (બીજાં જૂદાં પાનામાં જૂઓ.)

# પૂરવણી ઈ.

## મોતાના મોતાળા બ્રાહ્મણના ધારા.

**શ્રી ગણેશાયનમઃ**

**૦૯૯૨** સુરત પરગણે બારડોલીના ગામ મોતાના રહેનાર મોતાળા બ્રાહ્મણ ન્યાત સમસ્તે એક વિચારથી શુભાશુભ ખર્ચનો વિવેકસંપન્ન ઠરાવ કર્યો તેની યાદ નીચે મુજબઃ—

ઠરાવ.

૧ શુભ ખર્ચ.

૧ ગર્ભાધાન સીમંતનો¶ ખર્ચ.

૧ વલામણા* એટલે પેહેલે દિવસે કાંઇ કરવું નહીં.

૨ ખાટાંવડાં† કરવાં નહીં.

૩ સીમંતને દિવસે ધારા મુજબ ફરાળ કરાવવાનો અથવા સાંજે જમાડવાનો ખર્ચ કરવો અને સગાં ન કરવાં.

૪ સીમંતને બીજે દિવસે ખાવા જમવાનું ઘરના સિવાય બીજે કહેવું નહીં.×

૫ માય ઉઠાડે તે દિવસે જે માય ઉઠાડે તેજ જમે, બીજા કોઇને જમાડવાં નહીં.||

---

¶ સીમંત એટલે સેંથામાં સીંદુર પુરવું.

* વલ્હામણા એટલે વ્હાલાને આમંત્રણ કરવું એટલે સગાંને તેડવાં. વલામણાને દિવસે કાંઇ કરવું નહીં એમ ધારામાં છે પણ તે ફરી જમણ ટીપમાં સવારે દૂધ-પૂરી તથા સાંજે કંસાર સગાંને ખવડાવવાનો ધારો પાડયો છે.

† ખાટાંવડાં એટલે ષટ્વૃદ્ધ. એટલે છ વડીલો તેમાં સીમંતવાળાના બાપની ત્રણ અને માની ત્રણ પેઢીનાં સગાંને તેડવાં. ધારામાં કાંઇ કરવાનું નથી પણ હાલમાં કુટુંબના મામા માસી બેન ભાણેજને કંસાર જમાડવાનો ચાલ છે.

×સીમંતને બીજે દિવસે કાંઇ કરવું નહીં. એમ ધારો છે, પણ હાલમાં બેન ભાણેજ તથા મામા માસીનાને જમાડવાનો ચાલ પડયો છે.

|| પાંચમી કલમ ફરી જમણ ચોથીની ટીપ પ્રમાણે ધારો થયો છે.

૬ છોકરીના પીયરમાં કાંઇ ખર્ચ ખાવા જમવાનો કરવો નહીં§

૭ પાપડ વણવાનો જમવાનો કાંઈ ખર્ચ કરવો નહીં‡

સીમંતમાં મામેરૂ ( મોસાળું ) થાય છે તેમાં રૂ ૨૦થી ૧૦૦ સુધી થાળમાં મુકાય છે અને વરને તથા પાસેનાં સગાંને પેહેરામણી થાય છે તેમજ વહેવાઇને તથા તેડેવણને તથા જમાઇને જમાડીને તેઓને પેહેરામણી થાય છે. મોસાળાંને દહાડે ધેણુના સગાં બેનપણીઓ તરફથી તેણુને ચાંદલો થાય છે તેમાં જે આવે છે તે ધેણુને મળે છે. વળી મોસાળાંમાં જે આવ્યું હોય તેમાં કાંઈ ઊમેરી તે લાડવાની માટલી તથા તેમાં કાંઇ રૂપાંનાણું મુકી ધેણુને પીયર વદાય કરે છે. અને ધેણુના સુવાડમાં પીયરના તરફથી ખરચ થાય છે.

૨ છોકરો જન્મે ને ગોળ વહેંચણ કરે છે તે ન કરવું અને એ બાબત વેહવાઈને પેહેરામણી કરવી નહીં.†

૩ યજ્ઞોપવિત ખર્ચ.

૧ ખાટાં ખરાં તથા નાહ ઉઠાડવા વિષે સીમંત મુજબ.

૨ પેહેલે દિવસે સગાંને જમાડવા નહીં. સાંજના ધારા પ્રમાણે સગાંને જમાડવાં.

૩ યજ્ઞોપવિતને દિવસે ફરાળ કરવાનું છે તથા વરેઠી ધારા‡ પ્રમાણે કરવાનો કાયમ છે. પણ કોઇની મરજી જનોઇને દિવસે ફરાળ ન કરાવતાં વરઠીને દિવસે કરાવવાની ખુશી હોય તો તે કરાવવા.

---

§ સીમંતમા હાલમાં પાસનાં સગાં મામા, ફુઈ, માસીઓને જમાડવાનો ધારો પડયો છે.

‡ સીમંતને દીવસે ખવાડવાનું ન રાખતાં બીજે દિવસે ખાવા જમાડવાનો ધારો પડયો છે. અને વધામણું તે દિવસે થાય છે.

† છોકરો જન્મે તો ઢોલ વગડાવે છે.

‡ વરેઠીમા પોતાનું તડ જમાડવું અને સવારે પોતાના સગાં સર્વેને ફરાળ કરાવવી. હાલમાં તડના એક જણને વધુ ફરાળમાં તેડે છે.

૪ કોઇ માણસ એકલાં યજ્ઞોપવિતનો ખર્ચ કરે તો તમામ ખર્ચ પેસ્તર મુજબ કરવાની તેને છૂટ છે.*

૪ લગ્નનો ખર્ચ.

૧ પોતાની મરજી મુજબ કરવો. પાપડ તથા માય ઉઠાડવાનો ખર્ચ સીમંત મુજબ કરવો.§

૨ અણુગુની ગોરણી ફકત એકજ જણને તેડી જમાડવી. અને એકજ વખ્ત પેહેરામણી રૂ૦.૦।। આપવી. પછી કાંઈ આપવું નહીં. મરજી હોય તો એક જણને જમવા તેડે તો હરકત નથી.

૨ અશુભ ખર્ચ.

૧ મરનારના દશ દિવસમાં ઘઉંના ખાખરા થાય છે તે કરવાં નહીં.

૨ એકાદશાને દિવસે.

૧ પાંત્રીશ વરસની ઉમર સુધીના મરણ પામે તો સગાં કરવાં અને ભોજનમાં ગોળ વાપરવો.

૨ પાંત્રીશ વરસની ઊપરાંતના મરણ પામે તો તેનું તડ અથવા સગાં પોતાની મરજી મુજબ કરવું અને ગોળ અગર ખાંડ ભોજનમાં ખરચે.

૩ દ્વાદશાને દિવસે.

૧ સમાનય શ્રાદ્ધ સર્વેનું કરવું.

૨ પાંત્રીશ વરસના સુધીનાને સારૂ ઘરના કુટુંબનાએ જમવું, અને ગોળ ખરચવો.

૩ પાંત્રીશ વરસ ઉપરાંતને સારૂ સગાં કરવાં અને ગોળ ખરચવો.

---

* પેસ્તર મુજબમાં શક રહે છે. પેસ્તર સવારના ખવાડવું. સાંજે પાસે પાસેના સગાંને જમાડવાં. વધામણામ સીમંત મુજબ તથા બીજા દિવસોએ રીવાજ મુજબ. હાલ યજ્ઞોપવીતમાં મોસાળું થાય તે સીમંત મુજબ પેહેરામણી થાય. મામા તરફથી ભાણેજને સઘળાં વસ્ત્ર કરવાને બાધ નથી.

§ લગ્નમાં પણ યજ્ઞોપવિત મુજબ મોસાળું કરવાનો રીવાજ છે અને તેજ પ્રમાણે પેહેરામણી થાય છે. લગ્નમાં રૂ ૩૫ પલ્લું તથા આશરે રૂ ૫૦ સુધી આદરણીના. વસંતના, જુમલે આશરે રૂ ૪૨૫ ઘરેણું અગર રોકડ અપાય છે, તે તેણીનું સ્ત્રી ધન કહેવાય છે, તેણીના મુઆ પછી વરને કે તેના માબાપને પાછું અપાય છે.

૪ તૃયોદશાને દિવસે.

૧ પાંત્રીશ વરસનાની અંદરનાનું તડ અગર સગાં પોતાની મરજીમાં આવે તે કરવું. ભોજનમાં ગોળ અગર ખાંડ વાપરે.

૨ પાંત્રીશ વરસ ઉપરાંતનાનો ખાંડ અગર ગોળ ખરચવો, અને સગાં, તડ, અગર ગામની અશેશ કરે.

૫ ચૌદમાને દિવસે.

૧ પાંત્રીશ વરસની ઊમરનાનું કાંઇ કરવું નહીં.

૨ પાંત્રીશ વરસની ઊપરાંતના સારૂ પોતાનું કુટુંબ તથા બેન ભાણજાને જમાડવાં.

૬ પંદરમાને દિવસે કાંઈ કરવું નહીં.

પંદર વરસની ઊમરની અંદરનાને વાસ્તે એકાદશા, દ્વાદશાએ કુટુંબના તથા બેન ભાણજાને જમાડવાં, અને તૃયોદશાએ સગાં જમાડવાં, અને ગોળ ખરચવો.

૭ ગોરણી.—પંદર વરસની અંદરની છોકરીની ગોરાણી ઘરમાં નોતરાં દઇ કરવી અને પાંત્રીશ વરસની અંદરનીના સગાં કરવાં, અને ગોળ ખરચવો. પાંત્રીશ વરસ ઊપરાંતનીના સગાં અગર તડ કરે અને ગોળ અગર ખાંડ ખરચે.

૮ માસિકો ખર્ચ. (માસિક આદિ લઈ સર્વેનો સમાસ થયો).

૧ પાંત્રીશ વરસની ઊમરનાને સારૂ દર માસિકે ત્રણ બ્રાહ્મણ અને ઘરના માણસે જમવું. પેહેલું શ્રાદ્ધ પણ એજ મુજબ કરવું.

૨ પાંત્રીશ વરસની ઊમર ઉપરાંતને સારૂ દર માસિકે ત્રણ બ્રાહ્મણ તથા મરનારના તથા કરનારના પેટની પ્રજા, જમાઇ સુદ્ધાં તથા મરનારના તથા કરનારના બેન ભાઈ તથા તેઓની પ્રજા એ રીતે કરવું. જો મરનાર અપુત્રવાન અને સમૃદ્ધિવાન હોય અને તેમની મરજી પ્રથમના ચાલુ વહિવટ§

§ ચાલુ વહિવટ એટલે માસિકે પાંચેના સગાં સૌ કુટુંબ અને આઘેના એક એક એ રીતે કરવું. પણ એ ધારો હાલ ફરી ગયો છે. પહેલે માસિકે વિપાક્ષીએ, છ માસિએ નજીકના કુટુંબ સૌ અને આઘેનું એક એક પાત્રીશ વરસનાની ઉપરાંતનાના થાય છે.

મુજબ માસિક વગેરે કરવાની હોય તો તેણે તડના પટેલની રજા લઇ કરવું. અપુત્રાને એ અશોશ કરવો.

૯ પાંખી.¶

૧ ઉપર જે નાની ઉમર બતાવી છે તેની પાંખી કરવી નહીં. તડ ફેરો કરવો.*

૨ પાંત્રીશ વરસ ઉપરાંતના મરણ પામે તો તેની અશોશ કરે તો પાંખી કરવી નહીં. અશોશ ન કરતા પાંખી કરવા પણ જેની ખુશી ન હોય તો તેણે કરવા નહીં. ભોજન ખાંડ અગર ગોળનું કરવું.

૧૦ વરશી.†

૧ નાની ઉમરનાનાં સગાં અથવા તડ કરવું. તેમા પંદર વરસનાનું કાંઇ કરવું નહીં.

૨ પાંત્રીશ વરસની ઉપરાંતનાનું ગોત્ર અગર ખાંપી તડ અગર અશોશ અગર સગાં કરે.

૧૧ ઢાંકયુ આપવાનો ચાલ છે તે મરે તેરમાંને દીવસે તથા વરસીને દિવસે વહીવટ મુજબ પાંત્રીસ વરસનાના ઉપરાંતનાનું ઢાંકવું. (ભાણું આપવું) નાની ઉમરનાનું ઢાંકવું નહીં.

૧૨ ચોથીઆં ખર્ચ. ‡

જેનો અગ્નિદાહ થાય નહીં તેની પાછળ પૈવા* દુધ છોકરાંને ખવાડવાં. જમાડવાનો ખર્ચ કરવો નહીં. જેનો અગ્નિદાહ થાય તેનો ખર્ચ ઘરમાં નોતરાં મુકી કરવો અને ગોળ ખરચવો.

૧૩ સંક્રાતી, અક્ષયતૃતિયા, દીવાળી, નીલોદ્વાહ એનો ખર્ચ કરવો નહીં. સારનાર સરાવનાર તથા ઘરનાએ જમવું.

---

¶ પાંખી ખાંપીઆ જમાડવાને બદલે છે. ઘરનું જનોઈ દીઠ એક જમાડવાનો રીવાજ છે. રીવાજમાં હાલમાં પાંખી અને અશોશ પણ કરે.

† વરસ પુરૂં થાય ત્યારે કરવાનું છે પણ વરસદહાડામાં ફાવે ત્યારે કરે છે. વરસી પણ ખાંપીઆ નિમિત્વે છે.

‡ પાંખીમાં પણ ભાણા ઢાંકવાનો ચાલ હાલ પડયો છે.

* પૈવા દુધ બદલે ખીરપુરી કરવાનો રીવાજ પણ છે.

૧૪ નાળીનેમને દહાડે લોટ, તેલ વેહેવાઇને ઘેર મોકલાય છે તે મોકલવાં નહીં.§

આ સઘળી બાબતમાં શુકલનાં નોતરાં થાય અને કૃત્યમાં શુકલના તેડાં આવે કે તુરત સૌએ જમવા જવું. ઘરનાં તેડાંની રાહ જોવી નહીં. તેડાં આવ્યાં પછી સગાંની વાટ ન જોતાં પત્રાવળી લેવી. પછી જે રહે તે બીજી પંક્તિએ આવી સુખેથી જમી જાય. (ઘરના તેડાં થયા વગર સગાંની વાટ જોયા વગર પત્રાવળી લેવાનો હાલ રીવાજ નથી.)

સદરહુ લખ્યા પ્રમાણે સર્વ ન્યાતિ પંચ મળી ઠરાવ થયો છે તે સર્વેને કબુલ છે અને એથી ઉલટા ચાલી જે ઠરાવ તોડશે તે ન્યાતનો ગુન્હેગાર થશે અને જે ન્યાતિ ઠરાવ કરશે તે જમાડનાર તથા જમનારે તથા તેના પક્ષ કરનારને પણ લાગુ થશે.

સંવત ૧૯૩૩ ના પોષ વદ ૫ વાર ગરેઉ તા૦ ૪ જાનેવારી સને ૧૮૭૭ અંગ્રેજી. (આ ધારા ૩૭ના સ્ટાંપના કાગળ પર લખેલા છે.)



## પૂરવણી ૩.

## શ્રી.

સુરત જીલ્લે કસ્બે ઓરપાડના મૌક્તિક જ્ઞાતિના પંચ સમસ્ત આજરોજે શ્રી વિઠ્ઠલ મંદીરમાં ભેગા થયા અને સ્વજ્ઞાતિમાં જે જે ખરચો વધારે માલમ પડયા તેને કમી કરવા તથા વિદ્યાને ઉત્તેજન આપવાની અગત્ય જણાયાથી બની શકયો તેટલો નીચે મુજબ ઠરાવ કરયો છે.

---

§ એ શિવાય નીઆર પાંચેમે (ઋશીપંચમીએ) પાંત્રીશ વરસ ઉપરાંતનાના નીઆર દુધ અગર લાડુ અગર કંસાર પાસેના સગાંને જમાડવાનો ચાલ છે. તેમજ દરીઆઇમને દહાડે કાચો લાડવો આપવાનો અગર ભાવે તેટલું ખવાડવાનો ચાલ છે.

અને આયંદે જેમ જેમ જરૂર પડે તેમ તેમ જ્ઞાતિસમસ્તને યોગ્ય લાગે તે બીજા ઠરાવ કરવા અને છપાવી પ્રસિદ્ધ કરવા.

## જનોઈ વિષે.

૧. વરધમાં ખાખરા ખવાડવાનો રીવાજ બંધ કરયો છે.

૨. દૂધે પહુવાનો સવાર સાંઝનો ખરચ બંધ કરયો છે.

૩. જનોઇનો આગલો દિવસ જેને પન્નાવવું કહે છે, તે દિવસે સવારે ફરાળનો અને સાંઝે જમાડવાનો રીવાજ બંધ કરયો છે.

૪. ભેગાં જનોઈ કરવામાં આવે ત્યારે જનોઇને દિવસે સવારે ચાલુ રીવાજ મુજબ ફરાળ કરાવવી અને સાંઝના જમાડવાં.

૫. જુદાં જનોઇ કરવામાં આવે ત્યારે ખુશી હોય તો જનોઇને દિવસે શક્તિ પ્રમાણે સાંઝના ભોજન કરાવવું.

૬. જનોઇને દિવસે અગર ત્યાર પછી અનુકુળતા પ્રમાણે ઈચ્છા હોય તો પક્ષ કે ન્યાતી કરવી.

## લગ્ન વિષે.

૧ વિવાહ થાય ત્યારે ખાવાનાની થાળીઓ તથા અલુણાની ફરાળ મોકલવાનો રીવાજ બંધ કરયો છે. વિવાહ થાય ત્યારે અને અલુણાની ફરાળમાં ફક્ત સવા પાંચશેર ખાવાનુ તથા રૂપીઓ એક થાળીમાં મૂકી મોકલવું.

૨. વર યા વહુને પ્રથમ તેડે તે દિવસે તેની સાથે તેની ઉમરના નાને જમવા લેઇ જવાં, પણ મોટાંને જમવા લઈ જવાં નહીં.

૩. અલુણાની ગોરાણી ફક્ત છેલ્લે અલુણે જમાડવી. અને તે અને તેમાં જમાઈ વેહેવાણ તથા વહુ દીકરીઓને જમાડવાં, તે શીવાય કોઇને જમાડવાં નહીં. તેમ બીજાંને પણ લેઈ જવાં નહીં.

૪. વરધમાં ખાખરા ખવાડવાનો રીવાજ બંધ કરયો છે. બેન ભાણજા તથા પરોણાને છૂટ છે.

૫. દુધે પહુવાનો સવાર સાંઝનો ખરચ બંધ કરયો છે.

૬. લગ્નને પેહેલે દિવસે વર કન્યાવાળા વનાળવું કરતા, તે બંધ કરયું છે.

૭. જેની નજરમા આવે તે જૂદાં લગ્ન કરે, યા ચાલુ રીવાજ પ્રમાણે ભેગાં કરે.

૮. જૂદાં લગ્ન કરે ત્યારે કન્યાવાળાની ઇચ્છા હોય તો શકતી પ્રમાણે લગ્નને દિવસે અને બીજે દિવસે ગૌરવની જાન જમાડે. એ ઊપરાંત વધુ ખર્ચ થાય નહીં.

૯. જૂદાં લગ્નમાં લગ્નને દિવસે વરવાળા પોતાની ઇચ્છા હોય તો શકિત પ્રમાણે મોહોલ્લાને તથા વહેવારનાં સગાં વ્હાલાંને ફરાળ યા ભોજન કરાવે, યા ખુશી હોય તો ગમે તે દિવસે પક્ષ કે જ્ઞાતિ કરે.

૧૦. ભેગાં લગ્નમાં લગ્નને દિવસે તથા તે લગાએત ત્રણ દિવસ મળી ચાર દિવસ કન્યાવાળાએ જાન જમાડવી.

૧૧. ભેગાં લગ્નમાં ફરાળ કરાવવાનો જે ચાલુ રીવાજ છે તે કાયમ રાખ્યો છે.

૧૨. ભેગાં યા જૂદાં લગ્નની જાનમાં વરવાળાએ પંકિતએ બેસનાર માણસોનેજ જાનમાં લઇ જવાં. શીવાય બીજા બાહારોત્રીને લઈ જવાં નહીં. ચાકર શીપાઈની છુટ છે. પણ કન્યાવાળાની ખુશી હોય તો વેહેવાઇએ પોતાના તથા સ્વજ્ઞાતિલાના ચાકરને જમવા લઇ જવા.

૧૩. પલ્લાંનો જે રીવાજ ચાલે છે તે કાયમ રાખ્યો છે, પણ રૂપીઆ ૪૦૧) ચારસો એક કરતાં ઓછુ પલ્લું કરવું નહીં.

૧૪. વેહેવારનો આંકડો ૨૦૧) બસો એકનો ઠરાવ્યો છે. તેમાં દાબડા, રગામાણીની ઘુઘરી, ખોળો, હોળી વાડી તથા કીનખાબ વગેરેનો સમાસ થાય છે અને એ રકમમાં વિવાહ થયા પછી જે આપ લે થઇ તે તમામ રકમ મજરે પાડવી. સદરહુ રૂપીઆ ૨૦૧) ઊપરાંત વરવાળાએ કાંઈ પણ વધારે આપવું નહીં. તેમ કન્યાવાળાએ લેવું પણ નહીં. કન્યાનાં કાંચળાંનો રીવાજ કાયમ રાખ્યો છે. પણ કાંચળાં બદલ રોકડા રૂપીઆ આપવા નહીં, તેમ લેવા પણ નહીં.

૧૫. દશીઆં ખવાડી વાંકડાવાળા કે વગર વાંકડાવાળાએ વરને અગર કન્યાને માત્ર રૂપીઓ એક આપી વિદાય કરવાં.

૧૬. વાડી ભરાવી કન્યા પગે લાગે ત્યારે તેણે ફક્ત રૂપીઆ એક પગેલાગણું કરવું અને તેમાં રૂપીઓ એક ઉમેરીને વરવાળાએ આપવો.

૧૭. તોરણ પરવીટા ને ગોરવની સાડી આપવાનો રીવાજ બંધ કરયો છે, પણ ઊજાગરને દિવસે કન્યાનો બાપ ખુશીમાં આવે તો પોતાની વેહેવાણને એક સાડી આપે.

૧૮. છલ્લા, વેઢ તથા અંગુઠી કાયમ રાખ્યાં છે. અને તે સમયે વરકન્યા વાળાએ વધારે ઓછી રકમ આપવી નહીં પણ સરખી રકમ આપવી.

૧૯. લગ્ન સંબંધી શીળી સાતેમ, હરતાલીકા ત્રીજ અને સોલણુંનો રીવાજ બંધ કરયો છે.

૨૦. કોઇએ કન્યા વિક્રય કરવો નહીં, અને કરેલો માલમ પડે તો આપનાર તથા લેનાર તથા વિષ્ટી કરનારને ન્યાતિ નસાબત કરશે.

૨૧. છોકરીની ઊમર સાત વર્ષની થયા શીવાય પરણાવવી નહીં પણ સાત વર્ષની અગર એ ઊપરાંતની છોકરી પરણાવતી વખતે જેને ત્યાં બીજી કમી ઊમરની છોકરી હોય અગર છોકરો પરણાવતી વખતે સાત વર્ષની અંદરની છોકરી હોય તો તે શખસને એવે પ્રસંગે કમી ઊમરની છોકરી પરણાવવાની છૂટ છે.

## સીમંત વિષે.

૧. વરધમાં ખાખરા ખવાડવાનો રીવાજ બંધ કરયો છે.

૨. જે દિવસે સીમંતનું કર્માન્તર કરવામાં આવે તે દિવસે ગોરના નોતરાંથી સગાં વ્હાલાંને તથા મોસાળીઆંને જમાડવાં.

૩. કરમાન્તરને આગલે દિવસે જમાડવાનો રીવાજ બંધ કરયો છે.

૪. સીમંતને અંગે સુકલ ફેરવવો નહીં અને બીલકુલ ન્યાત કરવી નહીં.*

---

*આ ધારો એક સદ્‌ગૃહસ્થને ત્યાં સીમંત આવ્યું ત્યારે અમલમાં આવ્યો નહી તેથી આ સઘળા ધારા અમલમાં નહીં આવશે એવો ભય રહે છે.

## મૈયત વિષે.

૧. મોત. છોકરો યા છોકરીને દાહ લાગુ ન થયો હોય તો તેનું ચોથીયું કરવું નહીં અને દાહ લાગુ થતો હોય તો ચોથીયું કરવુ અને સંક્ષેપ બ્રાહ્મણ ભોજન કરવું.

૨. મૈયત થયા પછી પોતરાઈ ફક્ત બુઆરાને દિવસે ખાય અને બાકીને દિવસે ફક્ત વાંસીડી મૂકનાર જમે, તેથી તેને આ ઠરાવ બધ કરતો નથી.

૩. ત્રીસ વરસ યા તેની અંદરના પુરૂષ યા સ્ત્રી ગુજરી જાય તેના તેરમાને દિવસે ગોરના નોતરાંની ગોળનુ જમણ કરાને માત્ર ભિક્ષુક બ્રાહ્મણને અને સગાં વ્હાલાંને જમાડવાં.

૪. ત્રીશ વરસના ઉપરાંતના પુરૂષ યા સ્ત્રી ગુજરે તેનો વૃષોદશાનો ખર્ચ પોતાની શક્તિ તથા મરજી પ્રમાણે કરવો.

૫. ત્રીશ વર્ષના સ્ત્રી યા પુરૂષ ગુજરે તેના નીલોત્સર્ગ ને અંગે વર્ષ પર્યંતમાં મોહોલ્લો તથા સગાં જમાડવાં.

૬. બાળ વિધવાનું સૌભાગ્ય વીશ વર્ષની ઊમરમાં ઉતરાવવું.



## સ્વજ્ઞાતિ ફંડ.

૧. દરેક જનોઇએ, મૈયતે, કન્યાની ચોરીએ, મૈયતની દક્ષણાએ રૂપીઓ એક અને વગર વાંકડાના દરેક વરે રૂપીઆ બે અને વાંકડાના દરેક વરે શેંકડે રૂપીઆ પાંચ એ પ્રમાણે દરેક કૃત્યે લાગો ઠરાવ્યો છે અને તે લાગાની રકમ લાગતા વળગતાએ ઉપરના દરેક કૃત્યથી એક માસની મુદતમાં પોતાના ગોરની સાથે પોતાના પક્ષના અધિષ્ઠાતાને ત્યાં પોંચતી કરવી અને અધિષ્ઠાતાએ જમે રાખવી.

૨. ઊભય પક્ષના અગર બીજા મૌક્તિક બ્રાહ્મણ શીવાયનો, અપવાદ ન આવે એવો કોઇપણ શખસ જ્ઞાતિના બન્ને પક્ષ જમાડવ ની ખાયશ રાખે તો તેની પાસેથી રૂપીઆ ૨૫) પચીશ લેવા અને એક પક્ષ જમાડે તો રૂ ૧૦) દશ લેવા અને પક્ષના અધિષ્ઠાતાએ જમે રાખવા.

૩. જે કોઈ શખસ પોતાની ખુશીથી ધર્માદા કરે કે બક્ષીસ રકમ આપે તે પણ જેના તેના પક્ષના અધિષ્ઠાતાએ જમે રાખવી.

૪. સદરહુ ફંડ બંન્ને પક્ષનું એકત્ર ગણાશે.

૫. સદરહુ ફંડ વિષે ન્યાતે એક કમીટી નીમવી.

૬. તે કમીટીએ ધર્મ સબંધી અથવા બીજી બાબતની કેળવણી સંપાદન કરેલાં બાળકોની પરીક્ષા લેવી. અને યોગ્યતા પ્રમાણે તેઓને સદરહુ ફંડમાંથી ઈનામ વગેરેથી ઉત્તેજન આપવું.

૭. વળી એ કમીટીએ ન્યાતના કલ્યાણ બાબતના ખર્ચ સદરહુ ફંડમાંથી કરવા.



## પૂરવણી क.

મરણ થયાં પહેલાં, બેભાન થયાં પહેલાં, અગર ચૈતન્ય જતું રહેતાં પહેલાં, બને તો દેહશુદ્ધિ તથા વિષ્ણુ પૂજા કરાવવી. તેની રીત નીચે મુજબઃ—

દેહશુદ્ધિ મુછ મુંડન કરાવીને કરાવવી, તેમાં શીખા, બગલ તથા બીજા કેશ વગર માથાના તથા દાઢીના કેશ લેવડાવવા. નખ લેવડાવવા નહીં અને સઘળા દોષ નિવારણાર્થે હિમાદ્રી સાંભળવી, પછી ગોદાન બદલે રૂ ૧) આપવો અને આદ્યગોમિથુનં તથા અંત્યગોમિથુનંનાં સવા પાંચ આના ગોરને આપવા. વૈતરણી નદી (જે યમ લોકમાં છે, જેમાં રૂધીર, પરૂ, મળમુત્રાદિ ભરેલું, મોટા મોટા સર્પો, વીછુઓ, મગરો તથા મોટી મોટી ચાંચવાળા પક્ષીઓ ભરેલા કહેવાય છે) તે તરવાને પ્રત્યક્ષ ગાય એક આપવી કે તેનું પુંછડું ઝાલી તરી જવાય. વળી યમ યાતના (પીડા) ન ભોગવવી પડે માટે સેજ્જા, (પલંગ પાટી સાથે) ગોદડાં, તળાઇ તથા પીછોડી બે તથા ઓશીકું ગાલમશુરીયું, તે ઉપર સોનું રૂપું ગજા પ્રમાણે મૂકવું. એક કળશીઓ, પંચપાત્ર, થાળી, વાડકો તથા

---

*એનું ગરૂડ પુરાણમાં મોટું મહાત્મ્ય લખ્યું છે.

બીજી એક કળશીઓ કાંઈ ધાન્ય ભરી મૂકવાં. બીજું ગાદું પઢ. કળશીઓ, પંચપાત્ર, થાળી, વાડકો, ઘી—ગોળ ખીચડી ભરીને આપવું. ઊમા મહેશ્વર ( ધોતીયું, મુગટો, એક કાંચળી, રેશમી કટકો ). વરૂણ પાત્ર ( કળશીઓ પંચપાત્ર ) વંશપાત્ર; ( સુપડું તથા રેશમી કકડો ) ઘૃતપાત્ર ( કાંશાના વાટકામાં ઘી ) તીલપાત્ર ( તાંબાના વાસણમાં તલ શેર એક બે ) અષ્ટદ્રોણ ( આઠ વાટકા અગર આઠ જણને દરેકને રૂપીઆ અરધો અરધો ) આપવા. ગાયને સોનાં રૂપાની ખરી, શિંગડી તથા આચ્છાદનનું ધોતીયું તથા દોહવાની પીત્તળની દહોણી ( વટલોઈ અગર તાંબડી ) તથા ઘાસ દાણા મણ બે મણ જે મળે તે બ્રાહ્મણને અગર પૂજ્યને આપવાં અને પોતાના તડમાં દક્ષણા જે મળે તે આપવી. સ્ત્રીની વિષ્ણુ પૂજામાં તેણીના સાસરાં તથા પીયર બંને તરફથી પોતપોતાના તડમાં ( પક્ષમાં ) દક્ષણા આપવાનો રીવાજ છે. વિષ્ણુપૂજાને અંગે બ્રાહ્મણભોજન કરાવવાનો ચાલ છે. કોઈ સગાં, કોઈ તડ અગર અશેરા કરે છે.

મરણ થયા પછી તેના શ્રાધ્ધાદિ કરનારે કરવાની તથા બોલવાની ક્રિયા નીચે પ્રમાણે:—

૧ ષટ્પિણ્ડ.

૧ લો પિંડ. ચોખાના લોટનો. અપસવ્ય થઈને ( ડાબા હાથમાં જનોઈ ઘાલીને ) મૃત્યુસ્થાને શવોનામ : ગોત્રોચ્ચાર : ( મરનારનું ગોત્ર ) તથા નામ બોલવાં ) अमुक गोत्रस्य अमुक नामं सब : येषते पिंड : पिंडेप्रत्येदनेजनम्. पिंडे जलं॰ पिंडे चंदनं॰ पिंडे पुष्पं॰ पिंडेधुपं॰ पिडे दिपं॰ पिंडे नैवेद्यं॰ એ રીતે षट्पिंड કરનારે બોલી જમણે હાથે જમણી અંજળીએ જળમય પૂજન કરવું અને સવ્ય થવું.

૨ જો પિંડ. એજ પ્રમાણે द्वारदिशेतु पान्थक, શબને ઘરને બારણે ઉપર પ્રમાણે पान्थक : એમ બોલીને પિંડ મૂકવો તે પર પેહેલાં પ્રમાણે પાણી મૂકી અંજલીએ વતી પૂજન કરવું. અને સવ્ય થવું.

૩ જો પિંડ. पक्षरोखेचरोनाम : એમ બોલી ત્રિજો પિંડ. પૈ-પેહેલાં પ્રમાણે કરી ચાર વાટનો જે જગાએ સંગમ થતો હોય ત્યાં મૂકી જળમય પૂજા કરવી અને સવ્ય થવું.

૪ થો પિંડ. વિશામાની જગાએ विश्रामे भूत नाम : એમ બોલી ચોથો પિંડ મૂકી પેહેલાં પ્રમાણે જળની અંજળીએ પૂજા કરવી અને સવ્ય થવું.

૫ મો પિંડ. ચિતાની જગા શુદ્ધ કરી તે જગાએ चितायां साधकोनाम : એમ બોલીને પાંચમો પિંડ મૂકી પેહેલાં પ્રમાણે અંજળએ પાણીથી પૂજા કરી સવ્ય થવું.

૬ ઠો પિંડ. બળી રહ્યા પછી दाहान्ते प्रेत नाम : એમ બોલીને છઠ્ઠો પિંડ મૂકી પેહેલાં પ્રમાણે પાણીની અંજળીએ પૂજન કરી સવ્ય થવું.

આ રીતે દરેક પિંડ મૂકીસવ્ય થઇ मद्रगणोनिर्विसर्जन એમ બોલીને પિંડ પાત્રમાં મૂકી દેવો અને પછી અગ્નિમાં નાખવા. બળતાં બળતાં શબનું કોઇ અંગ પેહેલું ખરી પડે તેપર ઘીની અંજળી અવળી આપવી તેનો મંત્ર ગોર ભણે.

શબ બળી રહે અસ્તિ વાળી દૂધની અંજળી તેપર છાંટવી અને અસ્તિ ઉપર પાણી ભરેલો કોરો ઘડો મૂકી તે દક્ષિણ દિસાભિમૂખે ઊભાં રહી પછી થી પથર વતે એકજ ઘાયે ફોડવો, તેને ઘટસ્ફુટણ કહે છે. તે પથર સાચવી રાખવો. એ षट् पिंड થયા એટલે તેનો પ્રેતોચ્ચાર થાય છે. પછી દાગુઓએ સ્નાન કરવું અને મરનારના કુટુંબીઓએ તે પથર ઉપર અપસવ્ય થઇ દાગાંજલી અવળી આપવી, તેમાં બોલવું:- अमुक गोत्रस्य अमुक नाम प्रेतस्य ( મરનારનું ગોત્ર તથા તેનું નામ ઊચ્ચારીને ) दागांजलो उपतिष्टतु. વળી ફરી નાહી પેહેલાં પ્રમાણે પ્રેતનું ગોત્ર તથા નામ દેઇ उदकांजली उपतिष्टतु. એમ બોલી પાણીની અંજળી આપવી ( પથર ઉપર ) અને સવ્ય થઇ ફરી ન્હાવું.

પછી દાઘુએ મરનારને ઘેર જઈ દેવતા ઉપર જરા ઘી નાખી તેનો ધુંવાડો સુંઘવો. ષટ્પિંડ કરનારે સૂકું વસ્ત્ર પહેરી દાઘુઓને પગે લાગી, "શ્રમ પડયો, તે ક્ષમા કરશો" એમ કહી તેમને ઘેર જવાની રજા આપવી.

લુખાશે=લુખો અહાર, જમતાં પેહેલાં, કુટુંબીઓએ (રાંધેલા ચોખા ને ઘીનો) પિંડ મૂકવો, તેમાં આ રીતે બોલવું=(અપસવ્ય થઈ) अमुक गोत्रस्य अमुक नाम प्रेतस्य (મરનારનું ગોત્ર તથા તેનું નામ) वायसान्नं पिंडे प्रत्ये अवनेजनम्, पिंडे जलं, पिंडे पुष्पं, इ० (પેહેલા ષટ્પિંડ પ્રમાણે પાણીથી અવળે હાથે પૂજા કરવી), सुतकान्ते यथाशक्ति ब्राह्मणभोजनं એમ કહી સવ્ય થઈ, भद्रंकर्णेति વિસર્જનં એમ બોલી પિંડ લેઈ બહાર કાગડાને નાખવો, અગર છાપરા પર નાખવો, પછી હાથ પગ ધોઈ જમવા બેસવું. એ રીતે દશાહ સુધી કરવું. એને વાયસાન્ન કહે છે.

મરણને દહાડે જમ્યા પછી ઉઠમણું કરવું, તેમાં ષટ્પિંડ કરનારે કોઈ તીર્થની (નજીકમાં) જગાએ જઈ દક્ષિણ દિસાભિ મૂખે ઉભા રહેવું અને સોપારીનો કડકો તથા લીમડો અગર કાચકીનો કડકો ખાઈ તે થુંકી નાંખવો. પછી પાણીનો કોગળો કરી ઉત્તરાભિ મૂખે ઊભા રહેવું અને કપાળે ધોળો ચાંલ્લો કરી તે પર ભાતના (શાળના) દાણા ચોઢવા. પછી કૂવામાં છાયા પાડવી અને. મરનારને ઘેર આવી કાચકી કે લીમડાનો પાલો ખાઈ મ્હો કડવું કરવું.

પછી દરરોજ દશ દિવસ સુધી ષટ્પિંડ કરનારાએ કોઈ દેવસ્થાનાં તીર્થની જગાએ જઈ દરરોજ ભાતનો એક એક પિંડ કરી તે પર તથા ઘટસ્ફોટણના પથરા ઉપર અમુક ગોત્રસ્ય, અમુક નામ પ્રેતસ્ય (પેહેલ પ્રમાણે મરનારનું ગોત્ર તથા નામ બોલીને) વગેરે બોલી પિંડ મૂકવો અને જળમય પૂજા કરવી. પિંડ વિસર્જન કરી તે દાટી દેવો. એ રીતે દશ દહાડા સૂધી અગર એકદમ નવમે દહાડે નવ અને દશમે દહાડે એક, એ રીતે કરી પિંડ તથા પથરાને દાટી દેવા. એને દશાહ પિંડ કહે છે†

---

†એ રીતે દશાહ પિંડ થતાં સુધી પથરાનો ખપ હોય છે. જેના ષટ્પિંડ ન

દશ દિવસ થયા પછી પંચગવ્ય આપે શરીરે ચોપડીને કુટુંબી-ઓએ સૂતક કાઢી ન્હાવું. વડીલના મરણનું પંચકેશ મુંડાવી ન્હાઇને સ્નાન કરવું. પંચગવ્ય એટલે ગાયનું મુતર, છાણ, દૂધ, દહીં, ઘી એ પાંચ એકઠાં કરી ગોર તેનો મંત્ર ભણી पंचगव्येनशुध्यति કરી કરે છે.



## પૂરવણી ख.

દશાહ થયા પછી એકાદશાની વિધિ મરનારના વડીલ પુત્રે કરવી. એ પુત્ર ન હોય તો નાના ભાઇએ અને તે પણ ન હોય તો ભત્રિજાએ અગર પાસેના કુટુંબીએ અગર ગોત્રીએ કરવી. સ્ત્રી મરણ પામે તો તેણીના ધણીએ અગર પુત્રે અગર ઉપર કહેલા કુટુંબીએ અગર ગો-ત્રીએ કરવી. ષટ્પિંડ પણ એમાના કોઇએ બને ત્યાં સુધી કરવા.

* એકાદશા શ્રાદ્ધમાં પંચધાન્ય ૨૫ સવાબસેર જોઇએ, તે અડદ, મગ, તલ, ઘઉં, ચોખા, રાતો કડકો, ધોળા કડકા ૨) તથા પેહેરવાને ૨) કોરાં પંચીઆં. તિર્થની જગાએ જઇ ત્યાં શ્રાદ્ધ કરનારે ક્ષૌર કરાવી દેહશુદ્ધિ કરવી. પેહેલાં કહ્યા પ્રમાણે તેમાં મળે તો ગૌદાન આપવું. નહીતો સવાપાંચ આના ગોરને આપવા. પછી વિષ્ણુબળી અથવા નારાયણબળી, પ્રેતને ભુતયોનીમાં ન જવા માટે કરવી, તે સોમાં આશરે રૂપીઆ ત્રણથી પાંચ સુધી ખરચ થાય છે. અને દરેક વિ-

---

થાય અને પરદેશમાં મરણને લીધે ઘટસ્ફુટણ ન થાય, તેનું પુત્તળ કરવું પડે છે. પુત્તળ અડદના લોટનું, આખાં મનુષ્યના આકાર તથા અવયવનું કરે છે. અને શબ પ્રમાણે અગ્નિદાહ વગેરે સઘળી ક્રિયા થાય છે. ઘટસ્ફુટણનો પ-શ્નો પરદેશમાં મરણને લીધે ન હોય તો હાલમાં તે વગર ચલાવી લેવાનો રીવાજ છે. પુત્તળ ન કરવું પડે અને પરદેશમાં મરણ થાય તો મરનારની પાસે રહે-નારે ષટ્પિંડ કરવા. માટે આ પુસ્તકમાં મંત્ર સહિત વિધિ લખી છે.

* દશાહ પિંડ કરવામાં પેહેલે દિવસે મરનારને બીજે જન્મે પેહેલ પિંડ માંસ થાય, બીજે દિવસે રૂધીર, ત્રીજે દિવસે ચર્મ. એ રીતે દશમે દિવસે ભુખ આવે. એ રીતે જે જે દિવસે તેને બીજે અવતારે શરીરનું બંધારણ થાય, તેના તેના પિંડ મુકાય છે. એટલે ભુત, પીશાચ યોનીમાં જન્મ ન થાય.

ધિએ હોમ કરવાનું છે અને વિધિએ સ્નાન કરવું પડે છે અને પિંડ મૂકવાનું છે. કાળટું હોમવાનું પણ એકાદશા શ્રાધ્ધમાં, નારણબળીમાં છે. તે યજમાને હોમવું નહીં, ગોરે અગર બીજા કોઇ પાસે હોમાવવું. એ પછી કોઇ પ્રેતબળી, ભૂતબળી, નાગબળી તથા શિવબળી એ રીતે પાંચે બળી કરે છે. એકાદશાને દિવસે શ્રાધ્ધ વખતે ચાર કે તેથી વધારે, (મરણકાળે શુધ્ધાશુધ્ધતાની શંકાને લીધે) વરૂણના બ્રાહ્મણની વરૂણી કરવાનો પણ રીવાજ છે. તેને આર્ત્વિજ્ય કહે છે. એ ચારઃ–બ્રહ્મા, ઋત્વિજ, હોતા, અધ્વર્યુ. વધારે હોય તેઓના નામ તથા આસન છે.

દ્વાદશાને દિવસે તીર્થે જઇ દ્વાદશાશ્રાદ્ધની ક્રિયાવિધિ કરવી. પછી ઘેર આવી બપોર પછી સમાનયશ્રાદ્ધ કરવું. તેમાં છ બ્રાહ્મણ મત્યક્ષ જૂદા જૂદા દેવોને નિમિત્તે બેસાડી અગર તેને બદલે ઘટ સ્થાપન કરી તેનું વિધિપૂર્વક પૂજન કરી તેમને જમાડવા અને તેમનું પૂજન કરવું. તેમને પીરસવાને કુટુંબીમાંનો એક જણ જૂદો રાખવો. તે બ્રાહ્મણોને પહેલાં, દક્ષણા ઉપરાંત પાટલો, પાવડી, દીવી, આસન વગેરે જૂદાં આપવાનો રીવાજ હતો, હાલમાં નિશક્રય કરી તેને બદલે રૂ ૧) થી રૂ ૩) સૂધી દક્ષણા આપવાનો રીવાજ પડ્યો છે. ને દક્ષણાનું રોકડ નાણું દરેક બ્રાહ્મણને અપાય છે તેટલું ગરૂડપુરાણું અગર ગીતા (ભગવતગીતા) વાંચનારને આપે છે અને મોક્ષધેનુનો રૂ ૧) એક તથા સવાપાંચ આના તથા પૂજનના પૈસા મળી આશરે બીજા દશ બાર આના પરચુરણ થાય છે. બ્રાહ્મણ જમીને તેને પૂછવામાં આવે છે ને તૃપ્તાસ્તુ ( તૃપ્ત થયા ! ) તેના જવાબમાં તે દરેક કહે છે ને તૃપ્તાસ્મ ( તૃપ્ત થયો છું ) પછી પૂછાય છે ને શેષમન્નં કિં ક્રિયતામ્ ( બાકીના અન્નનું શું કરવું ! ) તેના જવાબમાં તેઓ કહે છે ને ઇષ્ટૈઃ સહભુજ્યતાં (પોતાના સગાં સાથે જમવું ) એમ કહે છે. પછી તે બ્રાહ્મણો તીર્થની પાણીની જગાએ સ્નાન કરી પોતાને ઘેર જાય છે.

એ દ્વાદશાશ્રાધ્ધમાં એક મ્હોટો પિંડ થાય છે તેને રૂપાના તાર વતે છેદીને ત્રણ કડકા કરે છે તે બાપ (પીતા) પ્રપીતા અને પ્રપીતામહ એનાં પિંડમાં ભેળી દે તેને સંયોજન કહે છે, એટલે તેનો પ્રેતઉચ્ચાર

જઇ પિતૃઉચ્ચાર થાય છે. સ્ત્રીના મરણના પિંડનું ઉપર કહ્યા પ્રમાણે ક્રોકિલમત્ત રીતે તેણીના પીતામા સંયોજન થાય છે. ( જુઓ પાનું   મું ). બારમાનાં ૨૮ લાડવા મૂકાય છે તેમાના ૬ ઘડા સાથે છપિંડીના બ્રાહ્મણને ત્યાં મોકલાય છે અને બાકી રહેલા ૨૨ સગાં તથા મરનારના મોસાળમાં ઘટે ત્યાં મૂકાય છે. એ બાંધીઆના શ્મશાણનાં લાડવા હોય એમ દિસે છે.*

ન્યોદશાનું શ્રાદ્ધ પાણ્યાં દિવસે સવારે તીર્થની જગાએ કરે છે, ત્યાં સે . ર્ શ્રાદ્ધના સંકલ્પ વગેરે કરે છે, તેને સોદશી કહે છે, તેમાં નીલમણ, લાડવા, ગોળ એક પાણીનું, હાથી રોજ ગાડુપાનો તથા નીલવેળીઆનો, ગળતી વગેરેના સંકલ્પ થાય છે. બ્રાહ્મણભોજનનો પણ સંકલ્પ થાય છે, તેને અંગે યથાશક્તિ બ્રાહ્મણભોજન ( તડ, સગાં, અશેશ, પક્ષ યા ગામી ) તે દહાડે કરે છે.

ચોદમાને દહાડે અનુકુળ ન હોય તો તેરમાને દહાડે પાટલા કરે છે, તેમાં આશિર્વચન, સ્વસ્તિવાચન, શોકશાન્તિ વગેરે થઈ સેજ્જા વગેરે પુણ્યશુદ્ધિ ન થઇ હોય તો પૂરાય છે અને પાટલાની દક્ષણા થઇ પંથમાર્ગ અપાય છે. શોકશાન્તિ થાય એટલે સારનાર વગેરેને તેને સાસરેથી અગર મોસાળથી કાંઇ પાગડી વસ્ત્ર અગર તે બદલે રોકડ નાણું આપવામાં આવે છે તેને પોત કહે છે. તે પછી તે સારનાર દેવદર્શન કરવા જઇ બહાર ફરવા હરવા જાય છે.

આશિર્વચન માટે યજમાન બોલે છે:—भोब्राह्मणा:मद्यांसकुटुंबिणेसपरिवारस्य आशिर्वच्चनमपेक्षमाणाय. એમ હાથ જોડી બોલે છે. એટલે ગોર, આદિ લેઈ બીજા બ્રાહ્મણો ચોખા હાથમાં લેઇ આશિર્વાદના મંત્ર બોલેછે.

સ્વસ્તિવાચનમાં યજમાન બોલે છે.—कल्याणंब्रुवंतु તેને બ્રાહ્મણ બોલે છે भवंतु એમ બોલી કલ્યાણના મંત્ર ભણે છે. પછી યજમાન श्रीयंब्रुवंतु એમ બોલે છે તેને બ્રાહ્મણો भवंतु એમ બોલી શ્રીના મંત્ર ભણે છે. એજ પ્રમાણે स्वस्तिंब्रुवंतु તેને બ્રાહ્મણો भवंतु એમ બોલી

* ૧૨ માસિક, ઉણમાસિક, ત્રોપાક્ષી, છ માસી પાા મળીને તથા વાર્ષિક ૧ાા મળીને મળી ૧૬.

સ્વસ્તિના મંત્ર ભણે છે. એ રીતે સ્વસ્તિવાચન થયા પછી શાન્તિના મંત્ર ભણાય છે. એ રીતે બ્રાહ્મણોને યથાશક્તિ યોગ્યતા પ્રમાણે દક્ષણા આપવામાં આવે છે.

પંથમાર્ગે કાળટીયાને કે કોઈ તેવા લેનારને, આપવામાં આવે છે તેમાં લાકડી, છત્રી, જોડા, તાવી, અડદ, દોરી, લોટો, મરનારનાં પાંચે વસ્ત્ર, તંબાકુ ખાતો હોય અગર મરનારને જે વ્યસન હોય તેનો સામાન વગેરે તે લેનારને આપી વદાય કરતાં પાછું ફરી જોઈશ નહીં એમ કહી પાછળથી પાણી છાંટવામાં આવે છે. ‡

પછી મરનારનુ ૨૯મે કે ૨૮મે દહાડે ત્રિણમાસિક શ્રાદ્ધ કરી બ્રાહ્મણભોજન કરે છે.

લીલ પરણાવવાની ક્રિયા—લીલો ગોધો તથા લીલા રંગની ગાયના પ્રત્યક્ષ લગ્ન મરનારના ૧૧ા મહીના થતા ત્યારે, પેહેલાં કરતાં, પણ હાલમાં દર્ભના ચટનાં ગાય ગોધો કરી તે પરણાવાય છે અને તે બદલ દક્ષણા ગોરને અપાય છે. એ ક્રિયા બદલ તેને અંગે બ્રહ્મભોજન થાય છે અને ઓરપાડ સરસમાં મોહોલ્લાનું એક એક જણ તથા પાસેના સગાંને જમાડવાનો રીવાજ છે. મોતામાં નજીકના સગામાનું એક એકને જમાડવાનો ચાલ છે.

વરસીમાં જેને જે મળે તે સગાં, તડ કે અશોશ પૂરવણી ૨ તથા ૩ માં લખ્યા પ્રમાણે યથાશક્તિ બ્રાહ્મણભોજન થાય છે.

એ રીત બાર માસની ક્રિયાવિધિ સંકલ્પ તથા બ્રાહ્મણભોજનની રીત છે તે વર્ણવી છે.

---

‡ એ રીતે મુંબઈમાં ગરૂડપુરાણ વાંચનાર મોતાળા બ્રાહ્મણ વ્યાસને મરનારને દશમે દહાડે દક્ષણા આપી ઊપર કહેલો સઘળો સામાન આપી વદાય કરતાં પાછળ પાણી છાંટી કેહેવામાં આવે છે, એમ સાંભળવામાં છે.

# પૂરવણી ગ.

## તડ અગર પક્ષની વધારે વિગત.

મોતામાં મોટા તડમાં વધારે આસામી તેથી એ તડનું નામ મ્હોટું પડયું. બીજું રિક્તદત્ત ભટ જેણે એ તડનો પાયો નાખ્યો તેને મ્હોટા કહેતા તેથી પણ મ્હોટું તડ કહેવાયું એમ કહેવાય છે.

નાના મેહેતા તરફથી ચરૂ ખખડાયા (ચઢાચઢી થઇ જમણ થયાં) તેમાં પ્રથમ ઓછી અને છેવટે પણ ઓછી આસામી તે કારણથી નાનું તડ નામ પડયું. બીજું નાના (ઠાકોર) મેહેતાએ બાંધ્યું તેથી પણ નાનું કહેવાયું, એમ કહેવાય છે.

હાલમાં મોતામાં ત્રણ તડ છે તેમાં ઉપર કહેલાં બે અને બીજાનું નામ લખલું (ત્રીજું) તડ છે. તે થવાનું કારણ:—આશરે સો વરસ ઉપર કૃષ્ણાત્રીશ ગોત્રવાળા ભટ વિષે તિરસ્કારથી તેને બારણે રીતસર નિમંત્રણ ન મૂકાતાં બારણા આગળ બોરડીનું ઝાડ હતું ત્યાં આગળ નોતરૂં મૂકાતું તે તિરસ્કાર ન ખમાયાથી ત્રીજું તડ બાંધવાનો પ્રચાર થયો. મોટાં તથા નાના તડના પટેલો જે તેઓના નિકટ સંબંધી હતા તેમણે પોતાનામાંથી આસામીઓ જેને આજે ધામેણા કહે છે તે આપી જૂદું તડ બંધાવ્યું. તે વખતે તેમાં ૧૫–૨૦ આસામી હતી.\$

પછી કાંઇ તંટા બખેડા થયાથી વચ્ચે વચ્ચે બીજાં તડ બંધાયલાં, જેના નામ ચોથીયું, હલાધીયું વગેરે–તે સમાધાન થયાંથી પાછાં સમાઇ ગયાં અને ત્રણ રહ્યાં.

---

\$ ત્રણ તડમાં મુળે ૧૪–૧૨ અને ધામેણા અનુક્રમે આસામી હતી. એમના વંશમાના પોતાનુ તડ મૂકી બીજા એમાના ગમે તેમાં જાય અને પછી પોતાના મુળના તડમાં પાછો જાય ત્યારે તેના મુળના પૌદશીઆ, બારૈયા કે ધામેણાની ખુબી તેનામાં ન રહ્યાથી તેનુ તેટલું વજન ઓછું થાય છે અને તેથી નિંદા થવાનો સંભવ થાય છે.

ઓરપાડ સરસમાં હાલ બે તડ (પક્ષ) છે. મોતાની પેઠે મૂળે તડ કે પક્ષ ન હતાં. બે પક્ષ છે તે દેશાઇનો તથા ભટનો. એક ત્રીજું તડ હતું તે જોશીનું કહેવાતું તે આશરે ૨૧—૨૨ વરસ ઊપર તુટી ગયું અને તેમાની આસામી પટેલ સુદ્ધાં ઊપર કહેલા બે પક્ષમાં સ્વેચ્છાથી ભળી ગઇ.¶ એ સમયે બે પક્ષની જુની આસામીમાંથી કેટલીએક પોતાનો પક્ષ છોડી બીજા પક્ષમાં ગઇ અને મ્હોટો ફેરફાર થઇ ગયો, અને તડના વાસણ જેને ત્યાં રહેલાં હતાં ત્યાંજ રહી ગયાં. તેની તકરાર હજુ ચાલ્યાં કરે છે. મોતામાં પણ ચોથીયું તડ હતું તે પચાશેક વરસ ઉપર તુટયાથી તેમાંની આસામી પણ ત્રણે તડમાં વેહેંચાઈ ગઈ, અને તેના વાસણ જેને ત્યાં રહેતાં તેને ત્યાં હજુ છે.

ઓરપાડમાં વિષ્ણુપૂજા કરી એકવાર દક્ષણા અપાઈ હોય તો મોતાની પેઠે પાટલાની દક્ષણા બીજીવાર આપવાનો ચાલ નથી, તેમ મોતાની પેઠે આશિર્વચન, સ્વસ્તિવાચન તથા શોકશાન્તિ કરતા નથી. મોતા તથા ઓરપાડમાં અશેશ (ગામી) અગર તડ (પક્ષ) જમાડયાં હોય તો તે પ્રમાણે આખાં ગામ અગર તડ (પક્ષ) બંને અગર એકને દક્ષણા આપવાની રૂઢી છે. એ દક્ષણા બ્રાહ્મણભોજન કર્યાને અંગે છે, તેથી મોતામાં જેટલી વાર બ્રાહ્મણભોજન થયું હોય તેના સંકલ્પને અંગે તેટલી વાર દક્ષણા આપવી એ કારણથી અપાતી હોય એમ દિસે છે. ઓરપાડમાં જનોઈ દઇ જે બ્રાહ્મણભોજન થયું હોય તે બ્રાહ્મણોને પંક્તિમાં બેઠાં દક્ષણા અપાય છે પણ મોતામાં પોતાનું તડ જમાડવાનો ચાલ છે તે બ્રાહ્મણોને જમ્યા પેહેલાં નામાની યાદી પ્રમાણે બોલાવી દરેક બ્રાહ્મણને પાટલે બેસાડી અર્ઘ, પાદ્ય, પૂજા, અર્ચા કરી દક્ષણા આપવાનો પેહેલાં ચાલ હતો પણ હાલમાં જજમાનના તડનો શુક્લ તે લેઈ પછી નામાં પ્રમાણે ઘેર બેઠાં વેહેંચાય છે. એ ચાલ લોકો પરદેશી હોવાને લીધે પડ્યો હોય એમ દિસે છે. એજ રીતે પૂણ્યશુદ્ધિ, પાટલા વગેરેના બ્રાહ્મણભોજનની દક્ષણા પણ ઘેર બેઠાં વેહેંચાય છે. એ દક્ષણા આપ્યા પેહેલાં એ દક્ષણાના નોતરાં પોતપોતાના

---

¶ એ ફેરફારના વખતને ગોર પુરાણ કહે છે.

ગામ મોતા, ઓરપાડ અગર સરસમાં કેવાય છે. ઓરપાડમાં જે બે પક્ષ છે તેજ બે પક્ષ સરસમાં છે અને ઓરપાડમાં કે સરસમાં જે પક્ષનો જમાડાય છે તે પક્ષનાંને બંને ગામમાં નોતરાં મૂકવાનો તથા જમાડવાનો ચાલ છે. ઓરપાડના શુક્લ ઓરપાડમાં અને સરસના શુક્લ સરસમાં નોતરાં દે છે. પણ દક્ષણા તો જજમાનના ગામના બ્રાહ્મણોનેજ આપવાનો ચાલ છે. બંને ગામોના બ્રાહ્મણોને જમાડ્યા છતાં બંને ગામના બ્રાહ્મણોને દક્ષણા આપવાનો ચાલ નથી. એક ગામની સ્ત્રીઓને બીજા ગામમાં જઈ જમવાનો ચાલ નથી. જેની ઇચ્છા સ્ત્રીઓને જમાડવાની હોય તેણે તે ગામ જઇ સ્ત્રીઓને જમાડવી એવી રીત છે. એનું કારણ ઓરપાડ અને સરસને આશરે બે ગાઉનું છેટું ત્યાં સ્ત્રીઓને વસ્ત્રાલંકાર સાથે જમવા જવું અનુકુળ નહીં, તેને લીધે બીજા ગામની સ્ત્રીઓને જમાડવાની જેની ઇચ્છા હોય તેણે તે ગામ જઇ જમાડવી એ કારણ દિસે છે. મોતાના લોક ઓરપાડમાં જમાડે તો સ્ત્રીઓને ઓરપાડમાં તથા સરસમાં જૂદી જૂદી જમાડે છે અને તેને સત્કાર (વાસણ વાપરવા બદલ) થાય તે ઓરપાડના બંને પક્ષનો તેમજ સરસનાં બંને પક્ષનો જૂદા જૂદા થાય છે. તે પ્રમાણે જજમાન તરફથી જૂદાં જૂદાં વાસણો (સત્કાર બદલ) જૂદાં જૂદાં બંને ગામોના પક્ષને આપવાનો રીવાજ છે. †

નીતઘડા અને લાડુ વરસના ૩૬૦ દિવસ તેના દરરોજ એક બ્રાહ્મણને એક એ રીતે રોજ રોજ એક એક આપવો. તેમ ન થતાં મોતામાં સામટા દરેક ઘેર નામા દીઠ ડોસીઓ સુદ્ધાં એક એક શેરનો ગોળનો લાડુ અગર અરધા શેરનો ખાંડનો લાડુ પેહેલીવારે અને બીજી વારે પેહેલી વારથી અરધા તોલનો ઘેર દિઠ અપાય છે× અને ૩૬૦ દિવસના ૩૬૦ પૂરા કરાય છે. ઓરપાડ તથા સરસમાં પોતપોતાના ગામમાં ઘર દિઠ એક એક એ રીતે એકજ વાર મૂકે છે અને

---

† હાલમાં સરસમાં બે પક્ષ છતાં ત્રણ સત્કાર જજમાનને થાય છે તથી ત્રણ વાસણ મંગાય છે તેથી તકરાર થાય છે પણ વાસણ મુળ શાવાસ્તે અપાય છે તે હેતુ ઉપર નજર રખાય તો તકરાર મટે.

× હાલમાં કેટલાએક રોજ રોજ ૧ ઘડો અને લાડુ મુકે છે.

૩૬૦ પૂરા કરવાને જહાંગીરપરે ( કુરૂક્ષેત્ર ), સીના નદીપર, સિદ્ધનાથ મહાદેવ વગેરે તીર્થની જગાએ બ્રાહ્મણ, સાધુસંત વગેરેને આપે છે અને ગમેત્યાં ગમેતેમ આપી વરસના પૂરા કરે છે. ¶



## પૂરવણી ગ.

### વારસાના ધારા.

મોતાળા બ્રાહ્મણમાં ભાઈઓએ ભાગ વડીલોપાર્જીત મીલકતનો વેહેંચવાનો ધારો છે. તેમજ સ્ત્રીઓએ ભાગ વેહેંચાય છે. પોતાની જાતોપાર્જીત દ્રવ્ય મીલકત પોતાની મરજીમાં આવે તે પ્રમાણે પોતાની હયાતીમાં અગર વીલના (વસીઅતનામા) લેખથી બંદોબસ્ત કરાય છે પરંતુ ભાઈઓએ અગર સ્ત્રીઓએ ભાગ દેવો, એ ઉત્તમ પક્ષ છે. અપુત્રવાન સ્ત્રી વિભક્ત હોય અગર ભાગીઆં એકઠી હોય તો તેને મોતામાં તેણીના સ્ત્રીધન ઉપર અગર બને તો શાસ્ત્ર પ્રમાણે પોતાના ભાગીઆમાં રહી ભરણપોષણનો આધાર છે. વિભકત હોય અને પુત્રવાન હોઇ પછી તે પુત્ર પરણેલો અગર વગર પરણેલો ગત થાય તો તેણીને તેણીના પેટામાં તેણીની વિધવા વહુને વડીલોપાર્જીત વતન મીલકતમાંથી કંઈ ભાગ આપવાનો રીવાજ કેટલાંક કુટુંબમાં હાલ પડયો છે. એ શાસ્ત્રોક્ત છે. તે સ્ત્રીના મરણોત્તર ક્રિયાવિધિ, બ્રાહ્મણભોજન વગેરેનો ખરચ તેણીનું સ્ત્રીધન મળવી અગર તેમાંથી તેણીના વૃત્ત, જાત્રા તીરથ, ભરણપોષણના ખર્ચ જતાં બાકીનું મળેથી સાસરીઆં કરે છે, અને તે ન મળે તો સાસરીઆં માત્ર દ્વાદશીના સમાનય શ્રાદ્ધ સૂધી કરે છે. એ રીતે મોતામાં રીત છે. ઓરપાડ સરસમાં તેણીને સ્ત્રીધન શીવાય એક ઓરડી અગર રોકડ અવેજ રૂપીઆ ચાળીશ પચાશનો મળે, તેમાંથી તેના સાસરીઆં દ્વાદશા લગી ખરચ કરી સુતકમાંથી નીકળે છે અને તેણીના સ્ત્રીધનમાંથી તેણીના ઉત્તરક્રિયાના ખર્ચ તેણીના પીયરીઆંમાં થાય છે, તેણીને વતનમાંથી કાંઈ મળે છે એવી રીત ઓરપાડ સરસમાં છે. §

---

¶ ઓરપાડ સરસના કેટલાએક ગૃહસ્થ, ભિક્ષુક બ્રાહ્મણના લાડવા બડાના લાહાણા લેતા નથી.

§ બીજી ન્યાતી મોઢ, અંદીચ, અનાવલા બ્રાહ્મણ વગેરેમાં એવી વિધવાઓ સાસરામાં રહે છે.

# પૂરવણી ચ

## મોતાના મોતાળા બ્રાહ્મણોનાં નામાંનીયાદી.

| નામ. | અટક. | [illegible] | ગોત્ર. | પ્રવર. |
|---|---|---|---|---|
| પરમાનંદ વલ્લભરામ. | ગોકળજી. | ભિક્ષુક. | કાશ્યપ. | કાશ્યપ, આવત્સર, નૈધ્રુવ. |
| મયારામ શંભુનાથ. | ઊપાધ્યાય ભટ. દાપુઠી. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| બોહારીલાલ દીનાનાથ. | ,, | ,, | ,, | ,, |
| હરીકૃષ્ણ ભવાનીશંકર. | વૈદ, ભટ. | ,, | કાશ્યપ. | કાશ્યપ, આવત્સર, નૈધ્રુવ. |
| ગણપતીશંકર નરોતમ. | વ્યાસ. | ,, | માઠર. | માઠર, ઠાઠર, સાઠર. |
| પુરૂષોત્તમ ઇચ્છારામ. | ,, | ,, | ,, | ,, |
| કાશીલાલ અનુપરામ. | ઠાકોર, મેહેતા. | ગૃહસ્થ | હારિતશ. | અંગારશ, અર્ત્રી, યૌવાનસ. |
| કાશીલાલ કેશવરામ. | નાએક, મેહેતાજી. | ભિ. | માઠર. | માઠર, ઠાઠર, સાઠર. |
| શંકરલાલ લક્ષ્મીશંકર. | ત્રવાડી. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| બાળકૃષ્ણ પ્રાણજીવન. | જોશી. | ,, | ,, | ,, |
| ભવાનીપ્રસાદ જીવણરામ. | રૂશી. | ,, | ,, | ,, |
| શીવશંકર નરભેરામ. | વરાડીઆ | ,, | ભારદ્વાજ. | ભારદ્વાજ, અંગીરસ, બાર્હસ્પત્ય. |
| ગણપ્રસાદ ધીરજરામ. | શુકલ. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| જગંનાથ દયારામ. | વ્યાસ. | ,, | માઠર. | માઠર, ઠાઠર, સાઠર. |
| કેશવલાલ દલપતરામ. | ભોરીઆ, મેહેતા. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| રેવાશંકર રામશંકર. | રૂશી. | ,, | ,, | ,, |
| હરગોવંદ દયારામ. | જોશી પુરાણી. | ,, | કૌંડલિશ. | કૌંડન્યશ, વશિષ્ટ, મિત્રાવરૂણ. |
| ઊત્તમરામ નાગેશ્વર. | ,, | ,, | ,, | |

| નામ. | અટક. | ગૃહસ્થ કે ભિક્ષુક | ગોત્ર. | પ્રવર. |
|---|---|---|---|---|
| પુરૂષોત્તમ ભોળાનાથ. | ,, | ,, | ,, | ,, |
| માધવરામ નરભેરામ. | ભટ. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| શાકરલાલ કેશવરામ. | ,, | ,, | હારિતશ. | અંગીરશ, અત્રીય, યૌવાનસ. |
| રામનારણ ચિંતામણી. | ,, | ,, | ,, | ,, |
| રામકૃષ્ણ જીવણરામ. | દ્રશી. | ,, | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| કૃષ્ણલાલ મછારામ. | મેહેતાજી. | ,, | માઢર. | માઢર, ઠાઢર, સાઢર. |
| લક્ષ્મીરામ તુળજારામ. | ભટ. | ,, | કૃષ્ણાત્રીશ | આત્રીયશ, આર્ચીવાન, શ્યાવાસ્ય. |
| નરભેરામ મણીશંકર. | જોશી. | ,, | માઢર. | માઢર, ઢાઢર, સાઢર. |
| ઊત્તમરામ નરભેરામ. | મેહેતાજી. | ,, | ,, | ,, |
| રામચન્દ્ર ભવાનીશંકર. | જોશી. | ,, | ,, | ,, |
| નરોતમ મણીશંકર. | ,, | ,, | ,, | ,, |
| ચીંતામણી શંકરલાલ. | વામડોત. | ,, | કૃષ્ણાત્રીશ. | આત્રીયશ, આર્ચીવાન, શ્યાવાસ્ય. |
| ચંદ્ર ઊમેદરામ | ગણોત જોશી. | ,, | ભારદ્વાજ. | ભારદ્વાજ, આંગીરસ, બાર્હસ્પત્ય. |
| ભોળાનાથ હરનારાણ. | ભટ. | ,, | ,, | ,, |
| રામચંદ્ર ત્રીબકનાથ. | ,, | ,, | ,, | ,, |
| બાળચંદ્ર હરીરામ. | ,, | ,, | કૃષ્ણાત્રીશ | આત્રીયશ, આર્ચીવાન, શ્યાવાસ્ય. |
| વલ્લભરામ દેવશંકર. | ,, | ,, | ,, | ,, |
| જીવાભાઈ ત્રીબકલાલ. | ઠાકોર. | ગૃ. | હારિતશ. | આત્રીયશ, આત્રીશ, યૌવાનસ. |
| નારૂશંકર કાશીરામ. | ,, | ,, | ,, | ,, |
| પ્રભાશંકર મયારામ. | જોશી. | ભિ. | કૃષ્ણાત્રીશ | આત્રીયશ, આર્ચીવાન, શ્યાવાસ્ય. |
| હરજીવન મયારામ | ,, | ,, | ,, | ,, |
| પ્રાણલાલ જગનદત્ત. | દ્રશી. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| લક્ષ્મીરામ કુરૂણાશંકર. | ઉપાધ્યાય. | ,, | ,, | ,, |
| ચીંતામણી જગન્નાથ. | બ્રહ્મા. | ,, | ,, | ,, |
| બાળચંદ્ર વલ્લભરામ. | ભટ. | ,, | ,, | ,, |
| કેશવરામ ભવાનીશંકર. | વૈદ્ય. ભટ. | ,, | કાશ્યપ. | કાશ્યપ, આવત્સર, નૈધ્રુવ. |
| રામકૃષ્ણ ઊત્તમરામ. | પુરાણી. | ,, | કૌંડલિશ. | કૌંડન્યશ, વશિષ્ટ, મિત્રાવરૂણ. |

| નામ. | અટક. | [illegible] | ગોત્ર. | પ્રવર. |
|---|---|---|---|---|
| બાળકૃષ્ણ ચીંતામણી. | વૈદ્ય. ભટ. | ભિ૦ | કાશ્યપ | કાશ્યપ. આવત્સર. નૈધ્રુવ. |
| હરગોવંદ લાલભાઈ. | જોશી. | ,, | કૌડલીશ. | કૌડન્યસ, મિત્રાવરૂણ, વશિષ્ટ. |
| રણછોડરાય ભવાનીશંકર. | ભટ. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| જદુરામ ચીંતામણી. | ,, | ,, | ,, | ,, |
| નરોતમ રામનાથ. | મેહેતા. | ,, | કૌડલીશ | કૌડન્યસ, વશિષ્ટ. મૈત્રાવરૂણ |
| પરમાનંદ હરિચ્છારામ. | ઉપાધ્યાય. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ. ગર્ગ. |
| હીમતરામ ત્ર્યંબકનાથ. | અધ્યારૂ. | ,, | હાર્તીશ | આત્રેયશ, આર્ચીવાન, ચીવાનશ. |
| કાળીદાસ દીનાનાથ. | ,, | ,, | ,, | ,, |
| પરમાનંદ કુશળરામ. | ભટ. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ, ગર્ગ |
| જીવણરામ મંછારામ. | ભટ. | ,, | ભારદ્વાજ | ભારદ્વાજ. આંગીરસ, બાર્હસ્પત્ય. |
| બાળકૃષ્ણ કાશીરામ. | ,, | ,, | ,, | ,, |
| બાળકૃષ્ણ હરિચ્છારામ. | વૈદ્ય. | ,, | ગાર્ગિશ. | ભાલંદન. વત્સ. ગર્ગ. |
| ચીંતામણી દુલભરામ. | જોશી. | ,, | કૃષ્ણાત્રીશ | આત્રેયશ, આર્ચીવાન. સ્યાવાસ્ય. |
| ગીરજાશંકર અંબારામ. | વેદ. | ,, | ગાર્ગિશ. | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| ગોવિંદરામ વિશ્વંભરરામ. | ,, | ,, | ,, | ,, |
| કાશીલાલ લાલભાઈ. | પુરાણી | ,, | કૌડલીશ. | કૌડન્યસ, વશિષ્ટ, મિત્રાવરૂણ. |
| વલ્લભરામ લાલભાઈ. | ,, | ,, | ,, | ,, |
| ભાનુશંકર પ્રભાશંકર. | વરાડીઆ | ,, | ભારદ્વાજ. | ભારદ્વાજ, આંગીરસ, બાર્હસ્પત્ય. |
| પ્રાણલાલ કુશળરામ. | ભટ. | ,, | ,, | ,, |
| રામકૃષ્ણ દુલભરામ. | ,, | ,, | ,, | ,, |
| મંછારામ ગણપ્રશાદ. | મેહેતા. | ગૃ૦ | હાર્તીશ. | આત્રેયશ, આર્ચીવાન, ચેવાનશ. |
| હીમતલાલ રામપ્રશાદ. | ,, | ,, | ,, | ,, |
| ભોળાનાથ તુળજારામ. | જોશી. | ભિ૦ | કૃષ્ણાત્રીશ. | આત્રેયશ, આર્ચીવાન, સ્યાવાસ્ય. |
| જીવાભાઈ ગીરજાશંકર. | ,, | ,, | ,, | ,, |
| ઊમીઆશંકર જગંનાથ. | ઉપાધ્યા. | ,, | ગા૦ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| બાળગોવિંદ શીવનારણ. | શુક્લ. | ,, | ,, | ,, |
| ગંગાધર શીવનારણ. | ,, | ,, | ,, | ,, (સ્યાવાસ્ય |
| નરભેરામ ધીરજરામ. | અધ્યારૂ. | ,, | હાર્તિશ. | આત્રીયશ, આર્ચીવાન, |

| નામ. | અટક. | [illegible] | ગોત્ર. | પ્રવર. |
|---|---|---|---|---|
| ગોવિંદરામ ભવાનીશંકર. | ભટ | ભિ૰ | ભારદ્વાજ | ભારદ્વાજ, અંગીરસ, બાર્હસ્પત્ય. |
| શીવપ્રશાદ હરનાથ. | અધ્યારૂ | ,, | હાર્તિશ | આત્રેશ, આર્ચીવાન, શ્યાવાસ્ય. |
| હરપ્રશાદ દયાશંકર. | ઉપાધ્યા | ,, | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| ચૈતન્યરામ રામગોવિંદ. | ભટ | ,, | ,, | ,, |
| ભવાનીપ્રશાદ દીનાનાથ. | અધ્યારૂ | ,, | હાર્તિશ | આત્રેશ, આર્ચીવાન, શ્યાવાસ્ય. |
| ભવાનીશંકર મહેશ્વર. | ભટ | ,, | ભારદ્વાજ | ભારદ્વાજ, અંગીરશ, બાર્હસ્પત્ય. |
| હીરાલાલ રમાનંદ. | શુકલ | ,, | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| નાથુ ભવાનીશંકર | ,, | ,, | ,, | ,, |
| કૃષ્ણરામ મહેશ્વર. | ,, | ,, | ,, | ,, |
| મોહન ત્રિકમરામ | ,, | ,, | ,, | ,, |
| ભદ્રશંકર વલ્લભરામ. | ,, | ,, | ,, | ,, |
| અંબારામ હરિશંકર. | ,, | ,, | ,, | ,, |
| માણેકલાલ મોટાભાઈ. | મહેતા | ,, | હાર્તિશ | આત્રેશ, આર્ચીવાન, પૌવાનસ. |
| શંકર ભાઉ. | જોશી | ,, | માઠર | માઠર, ઠાઠર, સાઠર. |
| માધવરામ ઉંકારનાથ. | વ્યાસ | ,, | ,, | ,, |
| દેવશંકર રામનારણ. | વામડોત. | ,, | કૃષ્ણાત્રીશ | આત્રેયશ, આર્ચીવાન, શ્યાવાસ્ય. |
| રામચંદ્ર કેશવરામ. | ,, | ,, | ,, | ,, |
| મુકુંદરામ હરપ્રશાદ. | મહેતા | ગૃ૰ | ભારદ્વાજ | ભારદ્વાજ, અંગીરશ, બાર્હસ્પત્ય. |
| છોટેલાલ હરજીવન. | ,, | ભિ૰ | ,, | ,, |
| પ્રાણગોવિંદ શીવપ્રશાદ. | ,, | ,, | ,, | ,, |
| ગોવિંદરામ ભવાનીપ્રશાદ. | ,, | ગૃ૰ | ,, | ,, |
| પ્રાણશંકર ધીરજરામ. | ,, | ભિ૰ | ,, | ,, |
| ભાસ્કર કેશવરામ. | વામડોત | ,, | કૃષ્ણાત્રીશ | આત્રેશ, આર્ચીવાન, શ્યાવાસ્ય. |
| બાળકૃષ્ણ રામનારણ. | ભટ | ,, | ,, | ,, |
| સદાશીવ વિશ્વનાથ. | ,, | ,, | ,, | ,, |
| મહીપત મહાદેવ. | ,, | ,, | ,, | ,, |
| અંબારામ વ્રીજલાલ. | વ્યાસ | ,, | માઠર | માઠર, ઠાઠર, સાઠર. |
| શંકર ઉત્તમરામ. | ,, | ,, | ,, | ,, |

| નામ. | અટક. | ગૃહસ્થ કે ભિક્ષુક | ગોત્ર. | પ્રવર. |
|---|---|---|---|---|
| બાળકૃષ્ણ રામનાથ. | ઉપાધ્યાય | ભિ૦ | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| નારશંકર હરીદત્ત. | મેહેતા | ,, | ,, | ,, |
| કાશીરામ જીવણરામ. | ઓઝા | ,, | કૌંડલીશ | કૌંડન્યસ,વશિષ્ટ,મિત્રાવરણ. |
| હરલાલ શીવનારણ. | ,, | ,, | ,, | ,, |
| પ્રાણલાલ લક્ષ્મીનારણ. | મેહેતા | ,, | હારત્રીશ | આંગીરશ, આર્ચીવાન, યૌવાનસ. |
| વલ્લભરામ મયારામ. | ઠાકોર | ,, | ભારદ્વાજ | ભારદ્વાજ, આંગીરસ, બાહસ્પત્ય. |
| જેકૃષ્ણ દીનાનાથ. | અધ્યારૂ | ,, | હાર્તિશ | આંગીરશ, આર્ચીવાન, યૌવાનસ. |
| કેશવરામ પ્રભાશંકર. | વગડીઆ | ,, | ભારદ્વાજ | ભારદ્વાજ, આંગીરશ, બાહસ્પત્ય. |
| દેવકૃષ્ણ જેકૃષ્ણ. | ભટ | ,, | ,, | ,, |
| હરજીવન મુકુંદરાય. | ગોકલી | ,, | કાશ્યપ | કાશ્યપ, આવત્સર, નૈધ્રુવ. |
| નરભેરામ રામશંકર. | ઉપાધ્યાય | ,, | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| ઓઘવ ધીરજરામ. | ભટ | ,, | કૃષ્ણાત્રીશ | આત્રેશ, આર્ચીવાન, શ્યાવાશ્ય. |
| રામકૃષ્ણ ગોપીનાથ. | અધ્યારૂ | ,, | હારત્રીશ | આંગીરશ, આર્ચીવાન, યૌવાનસ. |
| પ્રાણજીવન મણીશંકર. | જોશી | ,, | માઠર | માઠર, ઠાઠર, સાઠર. |
| જગજીવન મુકુંદરાય. | ગોકળી | ,, | કાશ્યપ | કાશ્યપ, આવત્સર, નૈધ્રુવ. |
| રામકૃષ્ણ ગોવીંદરામ. | ,, | ,, | ,, | ,, |
| સદાશીવ રામનાથ. | ઓઝા | ,, | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| ગણપ્રશાદ ભોળાનાથ. | અધ્યારૂ | ,, | હાર્તિશ | આંગિરશ,આર્ચીવાન,યૌવાનશ |
| ઇચ્છારામ ભુલા. | ,, | ,, | ,, | ,, |
| નવનીધરાય હરપ્રશાદ. | પટેલ | ગૃ૦ | ,, | ,, |
| હીમતલાલ હરગોવિંદ. | મેહેતા | ભિ૦ | ભારદ્વાજ | ભારદ્વાજ, આંગીરશ, બાહસ્પત્ય. |
| જમેતરામ દયારામ. | ,, | ,, | ,, | ,, |
| નરહરી વિષ્ણુરામ. | વામડોત | ,, | કૃષ્ણાત્રીશ | આત્રેશ, આર્ચીવાન, શ્યાવાશ્ય. |
| અંબારામ ધીરજરામ. | વેદ | ,, | કાશ્યપ | કાશ્યપ, આવત્સર, નૈધ્રુવ. |
| અનોપરામ ધીરજરામ. | ,, | ,, | ,, | ,, |
| ઝીણા દલપતરામ. | ભટ | ,, | ભારદ્વાજ | ભારદ્વાજ, આંગીરશ, બાહસ્પત્ય. |
| ભાવાનીપ્રશાદ નિત્યાનંદ. | વ્યાસ | ,, | માઠર | માઠર, ઠાઠર, સાઠર. |

| નામ. | અટક. | ગૃહસ્થ ભિક્ષુક | ગોત્ર | પ્રવર. |
|---|---|---|---|---|
| દયારામ ઊમેદરામ. | પટેલ | ગૃ० | હાર્તિશ | આત્રેયશ, આર્ચિવાન, પૌવાંનસ. |
| રામચંદ્ર માધવરામ | ભટ | ભિ० | ભારદ્વાજ | ભારદ્વાજ, આંગીરશ, બાર્હસ્પત્ય. |
| હરીકૃષ્ણ દયાનાથ. | ,, | ,, | ,, | ,, |
| જયેતરામ જીવણરામ. | રૂશી | ,, | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| પ્રાણગોવિંદ અંબારામ. | જોશી | ,, | ,, | ,, |
| જય્યેતરામ અનોપરામ. | મેહતા. | ગૃ० | હાર્તિશ | આત્રિશ, આર્ચીવાન, પૌવાનસ. |
| હરજીવન સદાશંકર. | ગોકળી | ભિ० | કાશ્યપ | કશ્યપ, આવાત્સર, નૈધ્રુવ. |
| ચીન્તામણી નાગેશ્વર. | શુકલ | ,, | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ |
| અંબારામ કૃષ્ણાશંકર. | ,, | ,, | ,, | ,, |
| જય્યેતરામ વિષ્ણુરામ. | મેહતા. | ,, | હાર્તિશ | આત્રિશ, આર્ચીવાન, પૌવાનસ. |
| લક્ષ્મીરામ પ્રભાશંકર. | ,, | ,, | ,, | ,, |
| પરમાનંદ રામચંદ્ર | પટેલ | ગૃ० | ,, | ,, |
| લાલભાઇ ભુલા. | ,, | ,, | ,, | ,, |
| શીવપ્રસાદ ધીરજરામ. | ,, | ,, | ,, | ,, |
| હરગોવંદ ભુલા. | ,, | ,, | ,, | ,, |
| ગણપ્રસાદ સેવકરામ. | ,, | ,, | ,, | ,, |
| કેશવરામ ભાપ્પા. | ,, | ,, | ,, | ,, |
| રામકૃષ્ણ નરભેરામ. | ભટ | ભિ० | ભારદ્વાજ | ભારદ્વાજ, આંગીરશ, બાર્હસ્પત્ય. |
| કાશીશંકર હરલાલ. | ભટ | ,, | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| શિવશંકર વેણીરામ. | જોશી | ,, | કોંડલીશ | કોંડન્યસ, વશિષ્ટ, મિત્રાવરૂણ |
| હરલાલ પ્રાણશંકર. | મેહતા. | ,, | હાર્તિશ | આત્રિયશ, આર્ચીવાન, પૌવાનસ |
| જય્યેતરામ દયાનાથ. | ગોકળી | ,, | કાશ્યપ | કશ્યપ, આવત્સર, નૈધ્રુવ. |
| જેકૃષ્ણ નરભેરામ. | જોશી | ,, | ગાર્ગિશ | ભાલંદન, વત્સ, ગર્ગ. |
| મહીકંત વિજયાનંદ. | અધ્યારૂ | ,, | હાર્તિશ | આત્રેયશ, આર્ચીવાન, પૌવાનસ. |
| પરમાનંદ કાશીરામ. | વરાડીઆ | ,, | ભારદ્વાજ | ભારદ્વાજ, આંગીરશ, બાર્હસ્પત્ય. |
| હીમત તુળજારામ. | અધ્યારૂ | ,, | હાર્તિશ | આત્રેયશ, આર્ચીવાન, પૌવાનસ. |
| પ્રાણજીવન દલપતરામ. | પટેલ | ગૃ० | ,, | ,, |

| નામ. | અટક | [illegible] | ગોત્ર. | પ્રવર. |
|---|---|---|---|---|
| જયંતીરાવ માધવરામ. | મેહેતા | શુ૦ | હારિત્શ | આત્રેયશ, આર્ચીનાન, શાવાશ્વ. |
| વેણીપ્રસાદ વિશ્વનાથ | ભટ જોશી | મિ૦ | ભારદ્વાજ | ભારદ્વાજ, આંગીરશ, બ્રાહસ્પત્ય. |
| હરગોવિંદ શદાશંકર. | ગોકળી | ,, | કાશ્યપ | કશ્યપ, આવાસર, નૈધ્રુવ. |
| સદાશીવ વિશ્વનાથ. | ,, | ,, | ,, | ,, |

## મોતાની અપુત્રવાન મોતાળી બ્રાહ્મણીઓનાં નામાંની યાદી.

| નામ તથા બાપ. | ધણી. | અટક. | ગોત્ર. | પુત્રી. |
|---|---|---|---|---|
| ચંદ્રકુંવર તુળજારામ. | ભોળાનાથ. | જોશી | માઢર | ગપ્પા. |
| ગોમતી ઘેલા. | કૃષ્ણારામ. | મેહેતા | હારિત્શ | ધીરજ, કમળા |
| ગોદાવરી ભુલા. | મણીશંકર | ઉપાધ્યા | ગારગીશ | ... |
| શીવકાશી રામનારણ. | શામલાલ | ગણોત | ભારદ્વાજ | ઇચ્છા, નંદુ |
| ઇચ્છા શામલાલ. | ગોવિંદ | વ્યાદ | કાશ્યપ | ... |
| લખ્મીકુંવર પ્રાણજીવન. | વિશ્વનાથ | બાગલ | કૃષ્ણાત્રીશ | ... |
| ગંગા રામશંકર. | જીવાભાઇ | વામડોત | ,, | ... |
| માનકેર ,, | સદાશંકર | ગોકળી | કાશ્યપ | ... |
| વજીઆ મોટાભાઈ. | જગનેશ્વર | જોશી | કૌડલીશ | ન્હાનુ |
| રામી નરભેરામ. | દેવકૃષ્ણ | ભટ | ભારદ્વાજ | ... |
| જેકોર નરભેરામ. | મોહન | ,, | ,, | ... |
| જીવકેર નરભેરામ. | હરપ્રશાદ | જોશી | ગાર્ગિશ | ... |
| હરી મહેશ્વર. | મંછારામ | ,, | ,, | ... |
| મંછા પૂરણાનંદ. | ગોવંદરામ | ભટ | કૃષ્ણાત્રીશ | લખ્મી કું. |
| લખ્મીકુંવર ગોવંદરામ. | બાળકૃષ્ણ | ,, | ભારદ્વાજ | ... |

| નામ તથા બાપ. | ધણી. | અટક. | ગોત્ર. | પુત્રો. |
|---|---|---|---|---|
| પ્રાણકેર કાશીનાથ. | ઊમેદરામ | ઠાકોર | હારીતશ | ધનકેર |
| રામી ઊમેદરામ. | ઊમીયાશંકર | ભટ | ભારદ્વાજ | ... |
| હરી દુલ્લભરામ. | જગન્નાથ | જોશી | ગાર્ગિશ | ... |
| કૃષ્ણા ભાઊ. | નાનો | ભટ | કૃષ્ણાત્રીશ | ... |
| ઉમીયાં મયારામ. | કૃષ્ણારામ. | વૈદ | ગાર્ગિશ | ... |
| ,, નાગેશ્વર. | જગનાથ | ભટ | ભારદ્વાજ | ... |
| શિવગીરજા હરપ્રશાદ. | ઊમીયાશંકર | ઓઝા | કૃષ્ણાત્રીશ | સુરજ |
| મહાલક્ષ્મી ચીંતામણી. | પ્રાણજીવન | ભટ | ભારદ્વાજ | ગીરજા |
| સુરજ્યા રામનારણ. | લખમીરામ | જોશી | કૌંડલીશ | ... (જા. |
| લક્ષ્મીકુંવર રૂપશંકર. | કૃષ્ણારામ | ભટ | કૃષ્ણાત્રીશ | ઈછા, ગીર- |
| વીજળી પુરણાનંદ. | તુળજારામ | મેહેતા | ભારદ્વાજ | ... |
| મણી કૃષ્ણારામ. | પોચો | ગોકળી | કાશ્યપ | ... |
| શીવગવરી ,, | | મેહેતા | ભારદ્વાજ | ... |
| કાશી પ્રાણનાથ. | ઊમીયાશંકર | ભટ | ,, | ... |
| તુળજા ભોળાનાથ. | નરોતમ | ,, | ,, | ... |
| દેવકેર ગીરજાશંકર. | | ભટ | ,, | ... |
| જમના દયાનાથ. | પ્રાણલાલ | પટેલ | હાર્તિશ | ... |
| ગોમતી દયાશંકર. | પ્રાણશંકર*(હયાત) | ઓઝા | કૌંડલીશ | ... |
| મંછા પ્રાણનાથ. | નરોતમ | વગાડીયા | ભારદ્વાજ | ... |
| દયા છોટેલાલ. | ઉમીયારામ | મેહેતા | હાર્તિશ | ૧ |
| પાર્વતી ભવાનીશંકર. | | જોશી | માઠર | ... |
| જીવકેર વલ્લભરામ. | ગોવંદરામ | મેહેતા | હાર્તિશ | ૧ |
| મંછા ઉત્તમરામ. | જીવાભાઈ | ભટ | ,, | ... |
| ઉમીયા માધવરામ. | | મેહેતા | ભારદ્વાજ | ... |
| પાર્વતી કેશવરામ. | દેવશંકર | શુકલ | ગાર્ગિશ | ... |
| દીવાળી મયારામ. | હરીદત્ત | રૂશી | ,, | સુરજ |
| કાશી નરોતમ. | ઊત્તમ | મેહેતી | ભારદ્વાજ | પારવતી |
| ધની ભુલા. | અંબાશંકર | ઓઝા | કૃષ્ણાત્રીશ | જેકોર |
| માનકેર રવીશંકર. | જેશંકર | અધ્યારૂ | હાર્તિશ | ... |
| માનકેર મંછારામ. | તુળજારામ | લામડોત | કૃષ્ણાત્રીશ | ચંદુ, હીરા |
| જશકેર શીવપ્રશાદ. | લાલશંકર | જોશી | માઠર | ... |
| ભવાનીપ્રશાદ. | રામકૃષ્ણ | મેહેતા | હાર્તિશ | ... |
| ગંગુ ,, | રામચંદ્ર | ઉપાધ્યા | ગાર્ગિશ | ... |

*નાશી ગયો છે, પણ ખબર કાઢતાં હયાત માલમ પડે છે. જડતો નથી.

| નામ તથા બાપ. | ધંધો. | અટક. | ગોત્ર. | પુત્રી. |
|---|---|---|---|---|
| ગંગા તુળજારામ. | હરપ્રસાદ. | ભટ્ટ | ગારગીશ | ... |
| ડાહી જીવણરામ. | પ્રાણશંકર. | ,, | ભારદ્વાજ | ... |
| મંછા લખમીનારાયણ. | દલપત. | ઉપાધ્યા | ગારગીશ | ... |
| માનકેર રામનાથ. | કેશવરામ. | મહેતા | હારિતાશ | ... |
| જયશંકર રામનાથ. | પ્રાણજીવન. | ગરાડીયા | ભારદ્વાજ | ... |
| હરીગંગા મુકુંદરામ. | કાશીરામ. | જોષી | ગારગીશ | પાર્વતી |
| પ્રાણજીવન | | મહેતા | હારિતાશ | ... |
| ઇચ્છા મંછારામ. | દયાનાથ. | સામડાત | [illegible] | ... |
| માનકેર ધીરજરામ પટેલ. | લખમીરામ. | ,, | ,, | ... |
| પ્રાણકેર ભીખાભાઇ. | જમનારામ. | ભટ્ટ | ,, | ... |
| જયકેર વલ્લભરામ. | | દવે | ગારગીશ | ... |
| ગંગા રવીશંકર. | | ભટ્ટ | ,, | ... |
| રૂખમણી ધીરજરામ મ. | | ,, | [illegible] | ... |
| ઊમીયાકુંવર લક્ષ્મીરામ. | હરનારણ. | ,, | કાશ્યપ | ... |

## પૂરવણી ૭.

### કરાડા બ્રાહ્મણ કથા, અદ્ભૂત બનાવ.

કરાઢા બ્રાહ્મણ અસલ દક્ષિણ કરાઢા બ્રાહ્મણ હોય એમ દિસે છે. તેઓ પ્રથમ શ્રીમંત સરકાર મરાઠા મહારાજાના વારામાં કોઇ મોહોટા અધિકારી કરાઢા બ્રાહ્મણની સાથે આવીને ગુજરાતમાં નવસારી મહાલ-માં વસ્તી કરી રહ્યા અને પોહેરવેશ, રીતભાત વગેરે ગુજરાતી બ્રાહ્મણોના જેવાં રાખ્યાં. તેથી તેઓ ગુજરાતી બ્રાહ્મણ થયા અને દક્ષિણી કરાઢા બ્રાહ્મણો સાથે પંક્તિ વેહેવાર તથા લગ્ન વેહેવાર બંધ થયા. એઓનું પુરાણ નથી, પણ એઓ આશરે સો દોઢસો ઘર પૂર્વે આવી રહ્યા એવી દંતકથા ચાલે છે. તેની વસ્તી ઘટતાં ઘટતાં આશરે વીશેક વર્ષ ઉપર ૨૦—૨૫ ઘર રહ્યાં, ત્યારે તેમને કન્યા આપવા લેવાની બહુ અડચણ પડી, તેથી તેઓએ સગપણમાં કન્યા આપવા લેવાનો વ્યવહાર ચલા-વ્યો, તે તેઓને અઠીક લાગ્યાથી ઔદિચ, મોઢ વગેરે બ્રાહ્મણોના

સવાહમાં ભળવા પ્રયાશ કર્યો, પણ જૂદા જૂદા ચોરાઓને લીધે મત્તભેદ પડ્યાથી પ્રયત્ન સિદ્ધ થયો નહીં. તેથી તેઓએ ચારેક વર્ષ થયાં મોતાના મોતાળા બ્રાહ્મણો સાથે ભળવાનો વિચાર આરંભ્યો અને કહેણ ચલાવ્યાં, પણ કાંઇ પ્રયશ સિદ્ધ ન થયાથી તેઓમાના (૩) ત્રણ વૃદ્ધ તથા સંભાવીત ગૃથસ્થો મોતે જઇ મોતાળા, બ્રાહ્મણની ન્યાતના ત્રણે તડના પટેલ કારભારીને ઘેર ફરી તેમને એક ઠેકાણે ભેળા કરયા અને તેમને પોતાના વિચાર દર્શાવી નિવેદન કર્યા. તેમના અભિપ્રાય લેઇ, મોતાળા બ્રાહ્મણનાં પંચ સમસ્તને વિજ્ઞપ્તિ* પત્ર લખી મોકલી તેમની ન્યાતમાં ભળવાનો ઉદ્યમ ચલાવ્યો. છેલે મોતાળા બ્રાહ્મણની ન્યાત તરફથી ઊત્તર કાંઈ ન મળ્યાથી તથા પોતાની કન્યાના કન્યાકાળ જવાનો સમય પાસે પાસે આવ્યાથી, પોતાની ૪ કન્યા ૪ મોતાની મોતાળા બ્રાહ્મણોને આપવાનો નિશ્ચે કર્યો અને વગર સરતે (કાંઈ બદલે કન્યા ન લેતાં) ૪ કન્યના વેહવા મોતે જઇ ૪ વરનાર સાથે કરી વેહેવાના ચાંલ્લા કરી રીત પ્રમાણે શાકેર ખાધી. અને મોતાળા બ્રાહ્મણની રીતભાત પ્રસાંગે આપવા લેવાનું કબુલ કરયું. એ વાત નક્કી થઈ એટલે મોતાળા બ્રાહ્મણના મનમાં કળી અંશ પ્રવેશ થઇ તેને આ વેશે તેમાનાં નાના અને તખલા તડના આશામીઓ એકઠા થઈ મોટાં તડના પટેલને કહેણ મોકલ્યું, જે આ વાત થાય તે ઘટિત† નથી, માટે ન્યાત મળી એનો ઉપાય યોજવો જોઇએ. મોટાં તડવાળાએ એ વાત મન ઉપર ન લીધાથી બે તડવાળા એકઠા થઈ ઠરાવ કર્યો જે આપણા તડવાળામાંથી જે કોઇ કરાઢાની કન્યા પરણનાર સાથે§ પંક્તિ વેહેવાર રાખશે, અગર તેમનાં સંગી થશે અથવા તેમના ભાણા લેશે, ખાશે તે-

---

* એમાં ધર્મસંકટમાંથી કાઢવા તથા શરણાંગતનું રક્ષણ કરવા તથા આપત્તિ ટાળવા વિનંતી કરી હતી એમ સાંભળ્યું છે.

† જેઓને કન્યા મળવાનો તથા પરણવાનો સંભવ ન હતો તે પરણી જાય તેથી અઘટિત માનેલું કહેવાય છે.

§ કરાઢા બ્રાહ્મણ સાથે પુર્વેથી પ્રાચીનકાળથી અને આજે પણ પંક્તિવેહેવાર મોતાળા તથા બીજા સુરત અઠ્ઠાવીશીના બ્રાહ્મણોને છે. ને મોતાળા બ્રાહ્મણ સાથે શરીર સંબંધ બાંધ્યાથી હજુ સુધી તુટયો પણ નથી.

ઓનાં તથા પરણનારનાં નોતરાં કાપવાં, અને તેઓની સાથે પંક્તિ વેહેવાર રાખવો નહીં. એવો લેખી ઠરાવ થયો, તોપણ મોટા તડવાળા પરણનારને સહાય હતા, તેથી મોટા તડવાળા સાથે તેઓનો પંક્તિ વેહેવાર ચાલુજ રહ્યો અને સંવત ૧૯૪૬ ના જેઠ માસની ૫ ને રવીને દીને ૪ મોતાળા વર ૪ કરાઢા બ્રાહ્મણ કન્યા સાથે વિધિપૂર્વક પરણ્યા¶ મોતાળા બ્રાહ્મણની મોતા ગામમાં ૧૬૦ આસામીઓ છે, તેમાના નાના તડવાળા તથા તખલા તડવાળામાંથી જેઓ પરણનારને સાહ્યભૂત તથા સંબંધી હતા તેઓમાના આશરે ૧૫–૨૦, ઠરાવની દરકાર ન રાખતાં તેઓને શામેલ થયા. તથા મોટા તડના ૮૦ આસામી સમસ્ત મળી આશરે સો આસામી પરણનારને શામેલ થયા. એઓમાં મોટા સંભાવિત, ધનાઢ્ય, આબરૂદાર, ડાહ્યા, જ્ઞાની અને ધર્મજ્ઞ તથા શાસ્ત્રજ્ઞ લોકો હતા.

વરમાના કેટલાએકે પોતાના મોટાં તડની વરેઠી (તડ જનાડવાં) આપવાની વાત કાઢી, પણ તે કેટલાક ક્ષુલ્લક કારણને લીધે તથા કેટલાક દુરાગ્રહીની હઠને લીધે ન સ્વીકરાઇ અને વરેઠી જમી નહીં. એ પરણનાર મોતાળાના નામ.

| | |
|---|---|
| કૃષ્ણલાલ કેશવરામ પટેલ. | ઇશ્વિરલાલ નવનીધરાય પટેલ. |
| કૃષ્ણલાલ ભોળાનાથ જોશી. | હીંમતરામ ત્ર્યંબકનાથ અધ્યારૂ. |

એમાના ત્રણ હાર્તિશ ગોત્રી અને કૃષ્ણલાલ ભોળાનાથ જોશી કૃષ્ણાત્રીશ ગોત્રી છે, અને ૪ કન્યા પરણાવનારના નામ:—

| | |
|---|---|
| કૃષ્ણલાલ મોતીરામ. | અંબારામ ગોપાળજી પંડ્યા. |
| પ્રાણજીવન ભગવાનજી તથા તેના ભાઈ. | |

નાના તડના તથા તખલા તડના જેઓ ઠરાવ તોડી પરણનારના સગી થયા તેઓને હવે શિક્ષા થવાનો સમય સમિપ આવ્યો; પણ તેઓ તેથી ડરયા નહીં. પ્રસંગ આવ્યો ત્યારે ઠરાવ પ્રમાણે તેઓના નોતરાં કાપી તેઓને ટાળીને જમવું જોઇતું હતું. પણ તેઓના નો-

---

¶ એ લગ્નસમારંભમાં મોતાના શીવાય પરદેશથી ૫૦ ને આશરે મોતાળા શામેલ થયા હતા.

ત્તરાં કાપી કાયદો અમલમાં લાવવો તે કઠણ થઈ પડયું. લેખી ઠરાવ તથા કાયદો પ્રસંગ આવ્યો ત્યારે તુટયો. ચાર દહાડા પણ ટકયો નહીં, તે ઉપર હરતાળ ફરી. તેઓના નોતરાં કપાયાં નહીં; જમવા સઘળા એક પંક્તિએ બેઠા, તેમાં કરાઢા બ્રાહ્મણની કન્યા સુદ્ધાં વર સાથે જમીઓ.

મોતામાં આવી વાત બની તે જોઇ નાના તથા તખલા તડમાના કેટલાકે પોતાની ન્યાત ઓરપાડ* તથા સરસના ચોરાઓ ઉપર પત્ર લખી જણાવ્યું જે કરાઢાની ન્યાતની ૪ કન્યાઓ ૪ મોતાના મોતાળા બ્રાહ્મણ પરણ્યા એવું કોઇકાળે થયું નથી, અઘટિત થયું તેથી તમે અમ્હારી સાથે શામેલ રહી એ રૂઢી વિરૂદ્ધ કામ કરનારાઓને શાશન કરવા તમે સાહ્ય થાઓ એમ લખ્યું સંભળાય છે. પણ તે પત્રનો ઉત્તર એકે ચોરા તરફથી લખાયલો જણાતો નથી.

કરાઢા બ્રાહ્મણના નામાની યાદી પૂરવણી ૮ માં જુઓ. એ ઊપરથી જાણવામાં આવશે જે હાલ ૧૪ નામા છે. આશરે સો દોઢસો વરસમાં ૧૦૦-૧૫૦ ઘટયાં, એ કેટલો ક્ષય!

ઉપર નીવેદન કરવા પ્રમાણે કરાડા બ્રાહ્મણોને પંક્તિ પાવન થયા છતાં ન્યાતમાં સમગ્ર રીતે નોતરાં થતાં બાધ નડયો, તેથી તેઓ મોતાળા બ્રાહ્મણની ન્યાતમાં ભળવા ન પામ્યા. તેથી પૂર્વોક્ત ઐતિહાસિક અનુભવ ઉપરથી પક્ષ બંધાઈનેજ ભેળવાય એવું અનુમાન થઈ ન્યાતના બે ભાગ પડે એવો સંભવ લાગ્યો, એ જોઇ સમગ્ર રીતે ભેળવા મહા પ્રયાસ તથા પરાકાષ્ઠાનો યુક્તિ સારા સંભવિત ગૃહસ્થોએ શ્રમ કરયો, પણ વ્યર્થ ગયો. પરણનાર મોતાળા તથા પરણાવનાર કરાડા બ્રાહ્મણ આરોપી ન છતાં શિક્ષાને પાત્ર ન થયા છતાં દંડ ઠરાવ્યો તે આપવા ઘટિત નથી એમ મનાયું અને છેલ્લે સમગ્ર રીતે ન વળ્યાથી એક પક્ષે આશરે સો આસામીનો પક્ષ થઈ તેમાં ભળ્યા.

કરાડાઓએ તે પક્ષ જમાડયો અને ધાતુપાત્રનુ એક એક ઘર દિઠ વાસણનું લ્હાણું આપવા તેઓ કબુલ થયા. દેશ પ્રદેશના મોતાના મોતાળા બ્રાહ્મણોને જમવાનો દિવસ મુકરર ઠરાવી તે દિવસ ઉપર આવવા આમંત્રણ મોકલી ખબર કરી. તેઓમાના ઘણાએક

